श्रीमुक्तिविमळजी जैन ग्रंथमाळा मणको १० मो.

परमपूज्य शासनप्रभावक व्याख्यानवाचस्पति
कवि दिवाकर श्रीमत्पंन्यास प्रवर श्रीरंगविमळजी
मणिवरना सदुपदेशथी थयेल

# श्रीमतगत शासन प्रभावना.

प्रकाशक :

श्री मुक्तिविमळ जैन ग्रंथमाळाना
सेक्रेटरी, शांतिलाल हरगोवनदास.

શ્રી મુક્તિવિમળજી જૈન ગ્રંથમાળા ગ્રંથાંક ૨૦ મો

પરમપૂજ્ય શાસન પ્રભાવક વિદ્વદ્વર્ય પંન્યાસ
શ્રીમદ્દ રંગવિમળજી ગણિવરના
ઉપદેશથી થયેલ

# ખીમતગત શાસન પ્રભાવના

કાવ્ય લેખક :

કેશવલાલ હરિશંકર યાજ્ઞિક
વરસોડા

: સંપાદક :

પંન્યાસ શ્રીમદ્દ રંગવિમળજી ગણિવર
શિષ્યાણુ મુનિ કનકવિમળ

: પ્રકાશક :

શ્રી મુક્તિ વિમળજી જૈન ગ્રંથમાળા
વ્યવસ્થાપક : શાંતિલાલ હરગોવનદાસ

મુદ્રક :
ધી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં
શાહ કેશવલાલ સાંકળચંદે છાપ્યું.
સલાપોસ રોડ, ક્રોસલાઈન : અમદાવાદ.





-: પ્રાપ્તિસ્થાન.: -

શાંતિલાલ હરગોવનદાસ શાહ
દેવશાનો પાડો
અમદાવાદ

નગરશેઠ
મણીલાલ મોહનલાલ દોશી
ઠે. ડોશીવાડાની પોળ
મુ, વિજાપુર (ગુજરાત)

પૂજ્યપાદ વ્યાખ્યાનવાચસ્પતિ વિદ્વદ્વર્ય કવિદિવાકર પં. શ્રીમદ્

# રંગવિમલજીગણિવર

જન્મ : સંવત ૧૯૪૦ આસો સુદી ૧૦ આહોર (મારવાડ)
દીક્ષા: સંવત ૧૯૬૬ કારતક વદી ૬ પાલીતાણા.
ગણિપદ: સંવત ૧૯૮૪ માગશર સુદ ૨ વિજાપુર.
પંન્યાસપદ: સંવત ૧૯૮૪ માગશર વદી ૬ વિજાપુર.



Krishna Printery Ahmedabad.

## પરમપૂજ્ય પ્રાતઃસ્મરણીય અનુયોગાચાર્ય શ્રીમદ્ પંન્યાસ શ્રી રંગવિમળજીગણિવર્યની ટુંક

# જીવન રેખા

**જન્મ**

કલા જ્ઞાન અને સંસ્કૃતિના વિકાસમાં અગ્રપદે બીરાજતા ભારતવર્ષનું સ્થાન સકળ દેશોમાં અગ્રપદે છે. તે નિર્વિવાદ છે આજે જગતની એવી કોઈ કળા જ્ઞાન સંસ્કૃતિ કે વિજ્ઞાન નથી કે જેમાં ભારતવર્ષ સર્વોત્કૃષ્ટપદે ન હોય. તેમજ જગતની ઉન્નતિમાં પણ ભારતવર્ષદ્વારા મળતા પોષણનો નાનો સુનો હિસ્સો નથી. આ દેશમાં પણ દેખીતો શુષ્ક લાગતો મરૂધર ખરેખર તેના અનન્ય શોભાસ્પદ રૂપે છે. કારણકે ભારતની ખરેખરી સંસ્કૃતિનું સ્થાપન, વિકાસ અને ઉંડાણનાં મંડાણ અહિંજ થયાં છે. આ સ્થળ તીર્થંકર દેવોના પૂનિત સંચારથી પવિત્રતાને મ્હેંકાવનાર તેમજ પ્રખર તાર્કિક વાદિશિરોમણિ શ્રીમદ્ વાદિદેવસૂરિ અને મહાન ક્રિયોદ્ધારક શ્રીમદ્ જ્ઞાનવિમળસૂરિજી જેવાના જન્મથી જગતને આકર્ષનાર કોઈ અનેરૂં જ સ્થળ છે. આજે પણ તે સ્થળ ભારતની પ્રાચીનતા સમૃદ્ધિ અને ધર્મ ભાવનાના મૂર્તિમંત દૃશ્યોને રજુ કરનારા અનેક પાવન જિનાલયોથી જેવું ને તેવુંજ પ્રાચીનતાને કહી રહ્યું છે.

આ મરૂધરના તિલકસમાન જિનાલયોથી શોભતું **આહોર** નામનું નગર મરૂધરની સંસ્કૃતિના કેન્દ્ર સમું છે. ત્યાં જૈન સમાજના દરેક કાર્યમાં અગ્રપદે રહેનાર ઉદાર-

શીલ વીસા ઓસવાલ શ્રેષ્ઠિવર્ય **બદાજી** અને તેઓનાં સુશીલ પત્ની **ખીમી** બ્હેન રહેતાં હતાં. આ દમ્પતી તપ, જ્ઞાન અને ક્રિયાથી પોતાના જીવનને નિર્મળ બનાવી આદર્શ શ્રાવક જીવન જીવતાં હતાં. કાળ જતાં દમ્પતીને ત્રણ પુત્રો અને એક પુત્રી થયાં. આ ચાર બાળરત્નો પછી પાંચમા પુત્રનો વિ. સં. ૧૯૪૦ ના આસો સુદિ ૧૦ ના મંગળમય પ્રભાતે જન્મ થયો. આ વિજયાદશમીનો જન્મજ પુત્રની ભાવિ પરાક્રમતા, ગુણીયલતા અને દક્ષતાને જણાવવામાં સમર્થ છે. આજ દીવસે જગતના મહાનમાં મહાન મહત્વકાંક્ષા સેવનારા નૃપતિઓ પોતાની દિગ્યાત્રા આરંભે છે. આજ દીવસે કુબેર ભંડારી જેવી સમૃદ્ધિની ઇચ્છાઓ સેવનારાઓ પોતાના વ્યાપારને ખીલવવા માટે મંગળ મુહૂર્ત કરે છે. અને તેજ દીવસે કર્મભટને હટાવવા મહાન્ નર પુંગવો જીવન સંગ્રામ ખેલે છે. આ બધી વસ્તુઓનું જીવનમાં સંગમસ્થાન ન કરવું હોય તેમ આ પુત્રરત્નનો જન્મ પણ તેજ પૂનિત દીવસે થયો ને ખરેખર થયું પણ તેમજ. પુત્રના જન્મથી માતાપિતા દિન પ્રતિદીન ઋદ્ધિવંત, ગુણીયલ અને પ્રગતિશીલ થતા ગયાં. હર્ષિત માતાપિતાએ એનું નામ **ગેનાજી** રાખ્યું.

આ ગેનાજી દીવસો જતાં ચન્દ્રકળાને વધારી જેમ વિશેષને વિશેષ ચંદ્ર ખીલે તેમ ખીલવા લાગ્યા તેમ માતાપિતાનો હર્ષ અને ભાવના પણ વધવા લાગી. **ગેનાજી**એ તે વખતની બાળનિશાળમા યોગ્ય વ્યવહારિક શિક્ષણ સાથે ધાર્મિક શિક્ષણ પણ સારૂં મેળવ્યું.

**સ્થાનકવાસી દીક્ષા**

એ અરસામાં સ્થાનકવાસી સંપ્રદાયમાં પ્રસિદ્ધિ પામેલ ગુણવાન નંદલાલજી સ્વામી પધાર્યા. ગતાનુગતિક જનસમાજ સાથે શ્રેષ્ઠિ **બદાજી** પણ પોતાના પ્રિયપુત્ર સાથે મહારાજશ્રીના દર્શનાર્થે પધાર્યા. મહારાજશ્રીનો નિર્મળ પરમપાવન ઉપદેશ સાંભળી પુત્ર ગેનાજીના હૃદયમાં જીવનસાર્થક કરવાની ભાવના જાગી અને સાથેજ મહારાજશ્રીના હૃદયમાં પણ પુત્રનું તેજસ્વી લલાટ દેખી થયું કે જો આ ગેનાજી દીક્ષા લેતો જરૂર કોઇ તેજસ્વી નર પાકશે. અને આ વિચાર તેમના ભદ્રિકપિતા બદાજીને જણાવી તેમની અનુમતિ મેળવી સંવત ૧૯૫૦ માં ઢુંઢક મતની દીક્ષા આપી જ્યાં તેમનું નામ **રતનચંદજી** રાખ્યું.

દીક્ષા લીધાબાદ ગુરૂ સાથે રહી આ રતનચંદજીએ જોતજોતામાં સ્થાકવાસી સંપ્રદાયના સિદ્ધાંતોનુ અવલોકન કરી લઇ સંસ્કૃત, પ્રાકૃત જાણવા માટે ગુરૂની અનુજ્ઞા માગી. સંપ્રદાયની જુની માન્યતામાં માનનાર ગુરૂવર્યે સાફ સાફ કહ્યું કે "**अपने सम्प्रदायमें व्याकरणादी पढनेकी साफ मना हैं । अतएव वो नहि बन शकेगा ।**" વિનિત છતાં પ્રગતિશીલ **રતનચંદજી**નું હૃદય આથી સંતોષાયું નહિં તેથી તેઓ તે સંપ્રદાયથી થોડા વખત માટે અલગ રહી સિદ્ધાંત ચંદ્રિકા અને પંચકાવ્ય આદિ કરી સંસ્કૃતનો ઠીક ઠીક બોધ કરી શ્વેતામ્બર મૂર્તિજક સંપ્રદાયના ગ્રંથો જાણવા લલચાયા. તે ગ્રંથનું અવલોકન કરતાં તેમને સ્પષ્ટ જણાયું કે મૂર્તિપૂજાનું વિધાન ઠેર ઠેર હોવા છતાં આ રીતે શા માટે તેથી વંચિત રહેવું? આ પ્રકારની પોતાની ભાવના ગુરૂને જણાવી કહ્યું કે સાચી

વસ્તુ જણાયા છતાં મારે ખોટી વસ્તુમાં જોડાવું તે મારી જાતને ઠગવા બરાબર છે માટે હું તે સત્ય સંપ્રદાયમાં જોડાવા માગું છું, ગુરૂવર્ય સંપ્રદાયના બંધનને છોડી શકે તેમ નહોતા તેમજ મૂર્તિના વિધાનનો નિષેધ સમજાવી શકે તેમ પણ ન હોવાથી દુઃખાતા હૃદયે અનુમતિ આપી. કારણકે આટલા આટલા પરિચયમાં તેમને જણાયું હતું કે તે બુદ્ધિમાન, વિનયી અને ગુણી છે.

**સંવેગી દીક્ષા**

ગુરૂ અને ગુરૂબાંધવોની વિદાય લઈ સાચા ગુરૂની શોધમાં ચન્દ્રશેખર જેવા મહાપાપીઓના તારક અને કોટિ મુનિવરોએ જ્યાં પોતાનું કલ્યાણ સાધ્યું છે તે સિદ્ધક્ષેત્રમાં આવ્યા. જ્યાં આગળ તે વખતે બ્રહ્મચર્યના તેજથી દીપતા અને નાની ઉંમરમાં અનેક ગ્રંથો બનાવી પોતાની બુદ્ધિને દીપાવતા પરમ તારક **ગુરુદેવ મુક્તાવિમળજી મહારાજ** કોટાવાળાની ધર્મશાળામાં પોતાના ગુરૂ **પં. સૌભાગ્યવિમળજી** સાથે બીરાજતા હતા. ત્યાં આગળ તેઓના વારંવાર સમાગમમાં આવવાથી તેમને જણાયું કે મારા આત્માના ઉદ્ધાર માટે આ જ્ઞાની તેજસ્વી ગુરૂનું શરણું એજ યોગ્ય છે. આ રીતે પોતે દૃઢ સંકલ્પ કરી પોતાની દીક્ષાની ઇચ્છા ગુરૂને જણાવી સં. ૧૯૬૬ ના કારતક વદી ૬ ના દીવસે પરમતારક ભાગવતી દીક્ષાનો અંગીકાર કર્યો. જ્યાં આગળ તેઓનું નામ મુનિ **રંગવિમળજી** રાખવામાં આવ્યું. આ મુનિ **રંગવિમળજી** પરમપૂજ્ય મુક્તિવિમળજી મહારાજના પ્રથમ શિષ્ય થયા.

ગુરૂ અને દાદા ગુરૂ સાથે **રંગવિમળજી** મુનિ રાજનગર પધાર્યા. તે વખતે રાજનગરની જનતામાં અગ્રગણ્ય

ગણાતા શ્રીયુત્ શ્રેષ્ઠીવર્ય મનસુખભાઈ તથા જમનાભાઈ શેઠ વિગેરે આગેવાન ગૃહસ્થોએ મહારાજશ્રીનું નુતનમુનિ રંગવિમળજી સાથે ભાવભીનું સ્વાગત કર્યું.

ગુરૂ મહારાજની સાથે રહેતાં રંગવિમળ મહારાજને અભ્યાસ કરવામાં વાર ન લાગી કારણકે તેઓ પહેલેથીજ સંસ્કૃત અને આગમ સાહિત્યના થોડા જાણકારતો હતાજ. અહિં માત્ર તેઓને દાર્શનિક ફેરફાર સમજવાનીજ જરૂર હતી એટલે તેઓ થોડાજ વખતમાં રીતસર તૈયાર થઈ ગયા અને વ્યાખ્યાનાદિક કાર્ય પણ કરવામાટે સમર્થ થયા.

**પંન્યાસ પદારોપણ**

કેટલાક વખત બાદ તેઓશ્રી પ્રસિદ્ધવક્તા જૈનાચાર્ય ગણિ તથા **અજીતસાગરસૂરીશ્વરજી**ના પરિચયમાં આવ્યાં. પરિચયમાં આચાર્ય મહારાજને જણાયું કે આમને પંન્યાસપદ આપવામાં આવે તો તેથી જનતાને જરૂર વિશેષ લાભ મળી શકે. આથી મુનિવર **રંગવિમળજી**ને સં. ૧૯૮૩ નું ચાતુર્માસ જૈન શાળામાં પોતાની સાથે કરાવી. યોગોદ્વહન કરાવી ૧૯૮૪ ના માગસર સુદિ ત્રીજના દિવસે ગણિ પદ આપ્યું. આ ગણિપદનો મહોત્સવ વિજાપુરના સંવેગી વિમલગચ્છના સંઘ તરફથી કરવામાં આવ્યો હતો ને સં. ૧૯૮૪ ના માગસર વદિ ત્રીજના દિવસે પંન્યાસપદ વખતે ૫૦૦૦ હજાર માણસોની મેદનીની હાજરી હતી તેજ લોકોનો ગુરૂવર પ્રત્યેનો પ્રેમ સાક્ષી પુરે છે. આ પંન્યાસ પદવી વખતે રાજગર નિવાસિ દાનેશ્વરી શ્રેષ્ઠિવર્ય શ્રીમદ્ જમનાભાઇ ભગુભાઇ તરફથી શ્રીફળની પ્રભાવના અને વિજાપુર, લોદ્રાના સંઘ તરફથી પતાસાની પ્રભાવના થઈ હતી.

તેમજ તે દીવસે દોશી ઘેલાભાઈ રાયચંદ તથા ભગુભાઈ રાયચંદ તરફથી નોકારશી થઈ હતી. તેમજ આ પ્રસંગને અનુસરીને શામળ વીજીબેન તરફથી દોશીવાડામાં ગોડી પાર્શ્વનાથને દેહરે અઠ્ઠાઈ મહોત્સવ કરવામાં આવ્યો હતો. આ પદારોપણ વખતે અમદાવાદથી પંન્યાસ લાભવિજયજી મહારાજ, પંન્યાસ પ્રેમવિજય મહારાજ, મુનિ સંપત વિમળજી આદિ મુનિવરો તેમજ ઘણી સાધ્વીઓએ અને તદુપરાંત અમદાવાદથી દેવશાના પાડાના તથા વીરવિજયજીના ઉપાશ્રયના આગેવાન શ્રાવકો અને પેથાપુર અને પાલનપુર વિગેરે સ્થળેથી ઘણા માણસોએ હાજરી આપી હતી. આ પદારોપણ વખતે દૂર અને નજીકના નાના મોટા પંદર વીસ ગામમાંથી લોકોએ સારા પ્રમાણમાં હાજરી આપી મહોત્સવને દીપાવ્યો હતો.

આ રીતે હવે પંન્યાસ રંગવિમળજીનું તેજ અને વિદ્વત્તા દેખી વિમળગચ્છના ઉપાશ્રયના આગેવાનો તરફથી અમદાવાદ આવવાનું આમંત્રણ થતાં તેઓશ્રી અમદાવાદ પધાર્યા ને શેઠ જમનાભાઈ ભગુભાઈ તરફથી થએલ સામૈયા પૂર્વક દેવશાના પાડાના ઉપાશ્રયે પધાર્યા. જે સામૈયામાં તેઓના લઘુ બાંધવ મહેન્દ્રવિમળજી અને રવિવિમળજી આદિ પધારી પોતાનો પ્રેમ વ્યક્ત કર્યો હતો.

તેઓશ્રીએ પોતાની ૨૫ વર્ષની દીક્ષા કાળમાં અનેક રીતે શાસનના ઉપયોગી કાર્ય કરીને શાસનની શોભામાં વૃદ્ધિ કરી છે. તેમજ આજે પણ ઉપદેશ તપ અને પોતાના ઓજસ્વી પ્રભાવ વડે અનેક જીવોને બોધ કરી જૈનશાસનને દીપાવી રહ્યા છે.

તા. ૧-૯-૪૦ **પ્રકાશક**

# ખીમત પ્રતિષ્ઠા મહોત્સવ વર્ણન

**તીર્થરૂપા...હિ સાધવઃ** એ ખરેખર સનાતન સત્ય છે. કારણ કે મુનિરાજ જે ગામમાં પધારે તે ગામના દેવતા જાગૃત થાય છે ત્યાં તે મહાપુરૂષ મુનિરાજની અમૃતમય વાણીથી કુસંપ દૂર થાય છે અને દરેક જનતા સંપથી એક બીજાની સાથે હળીમળી ચાલે છે. જનતામાં અપૂર્વ આનંદ ઉલ્લાસ ત્યાગ અને તમન્ના પ્રગટે છે. અનેક અટપટા જીવનને મુંઝવતા પ્રશ્નોનો ઉકેલ અને જનતાને વિઘાતક તત્ત્વોને દૂર કરવાનો ઉકેલ અને સાધક તત્ત્વોની પ્રાપ્તિના ઉપાય સૌ કોઈ તે મહાપુરૂષદ્વારા સાંપડે છે. બાળકના યોગ્ય વિકાસના સાધનોના ઉપાયો યુવાનોના બે લગામ જીવનને યોગ્ય માર્ગે દોરવાનું અમોઘ સાધન અને વૃદ્ધોની જ્ઞાન પિપાસાની પૂર્તિ સર્વ કાંઈ મુનિરાજદ્વારા તે નગરને કે ગામને મળે છે, તદુપરાંત એક બીજા રાજ્યો શહેરો અને નગરોની વ્યવસ્થા સ્થિતિ, મર્યાદા અને આચારની આપલે દ્વારા સૌ કોઈને યોગ્ય વિકાસનું સાધન જો કોઈ દ્વારા મળતું હોય તો તે આ મુનિરાજો દ્વારા મળે છે.

**પરમપૂજ્ય પંન્યાસ શ્રીમદ્ રંગવિમળજી** ગણિવર મહારાજા સાહેબ વિસનગરના ચાતુર્માસ દરમિયાન અનેક શાસનપ્રભાવક કાર્યથી આખા પરગણાને સુવાસિત કરી પાલનપુર પધાર્યા. પરમપ્રભાવક પરમપૂજ્ય **શાસન પ્રભાવક વિજયહીરસૂરિ મહારાજાના** જન્મથી પાવન થયેલ એ પ્રહ્લાદન-

પુરની જુની કાર્યવાહીને પરમપ્રભાવક પંન્યાસજી મહારાજનું ચાતુર્માસ અને તેઓશ્રીના હસ્તકે થયેલ ઉદ્યાપન મહોત્સવ અને તેઓશ્રીના વિહાર સમયનો દેખાવ વિગેરે શાસનપ્રભાવક કાર્યો સાક્ષાત્કાર કરાવતાં હોય તેમ જણાતું હતું.

પ્રહ્લાદનપુરના ભાવિક શ્રાવકોએ દુઃખી દીલે ગુરૂમહારાજને પોતાના પ્રદેશનો ત્યાગ કરી અદૃશ્ય થતા દેખી ગુરૂ ગુણને સંભારતા ગુરૂમહારાજને પોતાના દીલમાં કાયમ રાખી પાછા ફર્યા. પંન્યાસ શ્રીમદ્ **રંગવિમળજી** ગણિવર મહારાજા સાહેબ પોતાની પ્રભાવક વાણીથી જૈનજનતા ઉપર નિઃસીમ ઉપકાર કરતા ડીસા, ભીલડીયા તીર્થની મા. વ. ૧૦ ની યાત્રા, કુવારા, ભાભર, વાવ, ઢીમા, ભોરોલ, થરાદ, વલાદ અને ડુવા તીર્થની યાત્રા કરી ધાનેરા પધાર્યા.

પુષ્પોમાં થનારી સુગંધને ફેલાવવા પુષ્પને કદાપિ પ્રયત્ન કરવો પડતો જ નથી તેને તો પવન આપોઆપ ફેલાવે છે. તેમ મહાપુરૂષોના ગુણોની સુગંધ આપોઆપ ભક્તવર્ગ અને યોગ્ય જનતાદ્વારા ચારે બાજુ પ્રસરે છે. આવતા ગુરૂમહારાજને ધાનેરાએ ખુબજ ઉત્સાહપૂર્વકના સામૈયાથી સત્કાર્યા, અને તેઓના ઉપદેશામૃતનું ખુબ જ પાન કર્યું, ધાનેરાના ન્યાયાધીશ નાનાલાલાલ જેઠાલાલ દેશાઇ પણ મહારાજશ્રી પ્રત્યે ખુબ જ અનુરાગી બન્યા.

પંચમકાળનો પ્રભાવ કહો કે જડવાદની અસર ગમે તે કહો તો પણ આજે ગામેગામ ઠેર ઠેર ક્લેશના બીજ નજીવા કારણે રોપાયેલાં હોય છે. અને જે પરમ તારક અને જીવનના વિકાસ સાધનારાં દેવમંદિરો ઉપાશ્રયો ધર્મશાળાઓ વિગેરે

ધર્મ સ્થાનોને જ આ કલેશના સાધનરૂપે સંડોવવામાં આવે છે તે ખુબજ દુઃખદ છે. ત્યાગપ્રધાન બુદ્ધિશાળી અને કાર્યાદક્ષ જૈન જનતા ભલભલાના કલેશ અને કુસંપને દૂર કરે તેવા સામર્થ્યવાળી હોવા છતાં આજે જ્યાં ત્યાં કલેશ અને દુઃખમાં સંડોવાય છે તે એક આશ્ચર્યકારક ઘટના છે ખીમત નગરમાં કાંઈક નજીવા કારણે કલેશ ઘરઘાલી બેઠો હતો અને જૈનજનતાના ઉત્સાહ સંપ અને ધર્મપ્રેમનું હીર ચુસી રહ્યો હતો. આપમેળે પતાવવાનો યોગ્ય રાહ ભૂલી ખીમતવાસીઓ કોર્ટથી ફેંસલો લેવા પાનેરા આવ્યા અને ત્યાં ગુરૂના સમાગમમાં આવ્યા. આશ્ચર્યકારક તો એ બીના બની કે જે ન્યાયાધીશ નાનાલાલભાઈ પાસેથી ચુકાદો લેવાનો હતો તેમણે કહ્યું કે જંગમ કલ્પવૃક્ષ સમાન બીરાજતા ગુરૂવર પાસેથી યોગ્ય રાહ મેળવવાનો ચૂકી આ પગલું ભરવું તે તમારે માટે ખુબજ શરમજનક છે. ખીમત સંઘે ગુરૂ મહારાજને ખીમત આવવાનુંઅને સંઘનો કલેશ દૂર કરી સમાધાન કરી ખીમત સંઘને ઉત્કર્ષનો આશીર્વાદ આપવા જણાવી ખીમત પધારવાની વિનંતિ કરી.

ગુરૂવરના પ્રથમ સમાગમે સૌ ખીમતવાસીઓને ખાત્રી થઈ ચૂકી હતી કે જરૂર પ્રભાવક ગુરૂદેવના હાથે આપણા સંઘનું સમાધાન થઇ ખીમત જુની જાહોજલાલિને પામશે, અને આથીજ ગુરૂવરના માર્ગે દોઢ દોઢ ગાઉ સુધી સામે સકલ સંઘ ગુરૂવરની પ્રતીક્ષા કરતો આતુર નયને ઉભો હતો. ખુબજ દબદબા ભર્યા સામૈયાથી ગુરૂરાજના સત્કારે અને મહારાજશ્રીના '**મનુષ્ય કર્તવ્ય**' ઉપરના દોઢ કલાકના દલીલભર્યા સચોટ અસરકારક વિવેચને ખીમતસંઘના

અર્ધા કલેશના દુઃખને દૂર કર્યું. અને તુર્તજ સંઘે ગુરૂદેવને વિનંતિ કરી કે "આપ અમારી સર્વ વિગતથી વાકેફગાર થઈ જે ચૂકાદા કે સલાહ આપો તે અમને કબુલ મંજુર છે. અને આપ જેવા ત્યાગી અને પ્રભાવક શિવાય બીજા કોઈથી તે બનવું અસંભવિત છે. આ કલેશથી આખા ગામને અને જૈન સંઘને પારાવાર નુકશાન થયું છે. આપ તારક જરૂર આ કલેશથી તારી ખીમત હતું તેવું સંપીલું બને અને ધર્મદૃઢ થાય તેમ કરો.

ગુરૂદેવે કહ્યું કે અમારો વિહાર ઉપદેશ અને જીવન સ્વતારક સાથે પરતારક પણ છેજ છતાં દલીલોવાળા અને અનેક આંટી ઘુંટીવાળા તેમજ બીજા વ્યવહારિક પ્રશ્નોથી જકડાએલા આ કલેશમાં મારે ચુકાદો આપવો તે વ્યાજબી નથી મારે તો યોગ્ય ઉપદેશ આપવો તે બરાબર છે. આવા કામમાં કોઈ બીજી વ્યક્તિઓની જરૂર છે અને તે તમે જેની પાસે ન્યાય મેળવવા ગયા હતા તે ન્યાયાધીશ નાનાલાલ દેશાઈ વિગેરે તમને યોગ્ય લાગતા શાણા પુરૂષોને બોલાવો. ગુરૂદેવની સલાહ લઈ શ્રીયુત ન્યાયાધીશ સાહેબ નાનાભાઈ અને પાલનપુર સ્ટેટના કેળવણીખાતાના ડેપ્યુટી ઈન્સ્પેકટર ભાઈ છોટુભાઇ પીતાંબરદાસ તથા તહેસીલદાર શ્રીયુત ચીમનભાઈને બોલાવ્યા ને બન્ને પક્ષોએ જે ચુકાદો અપાય તે કબુલ રાખવાની સહી આપી આથી ન્યાયાધીશ સાહેબ આદિએ મહારાજશ્રીની સંમતિ લઇ ચુકાદો આપ્યો. સંઘમાં જયજયકાર પ્રવર્ત્યો. આ અમાંગલિકના નાશમાટે ગુરૂદેવે સાત ઉપવાસની તપશ્ચર્યા કરી હતી. અને સંઘે સંપના હર્ષને

લઇને સાત નવકારશી અને અઠ્ઠાઈ મહોત્સવ સંઘના સંપ સૂચક તરીકે કર્યા. અને લોકોમાં ખુબજ આનન્દ વ્યાપ્યો.

શ્રીપાલ મહારાજા અને મયણાસુન્દરીના આરાધનથી અતિપ્રચાર પામેલ નવપદ પર્વ આવ્યું ગામના કલેશ અને હતોત્સાહને લઇ ત્રીસવર્ષથી આ પર્વારાધનમાં પણ હતોત્સાહ હતો તે ગુરૂમહારાજના ઉપદેશથી પચાસ માણસો વિધિસહિત ઓળીમાં જોડાયા નવે દિવસ પૂજા પ્રભાવના વ્યાખ્યાન શ્રવણ વિગેરેથી ધર્મવાતાવરણ આખાએ ખીમતમાં ગુંજિત હતું. આ નિમિત્તે ત્રણ નવકારશીઓ પણ થઈ હતી.

અનેક ધર્મપ્રભાવક કાર્યો સાથે પરમપ્રભાવક ક્રિયોદ્ધારક આનંદવિમળસૂરીશ્વરજીની જયંતી ચૈત્ર સુદ સાતમના દીવસે ઉજવવામાં આવી હતી. આ પ્રસંગે ગુરૂદેવે તે મહાપુરૂષની જીવનને હચમચાવી મુકે એવી જીવનઘટના કહી શ્રોતાઓને ધર્મ સન્મુખ કર્યા હતા, તેમજ પરમપાવન ચરમતીર્થાધિપતિ મહાવીર પરમાત્માની ચૈ. શુ. ૧૩ ના રોજ જયંતિ ઉજવવામાં આવી હતી અને તે પ્રસંગે ભગવાન મહાવીરના અનેક જીવન-પ્રસંગો વર્ણવી પ્રભુનો ત્યાગ અહિંસા અને સહનશીલતાનું વર્ણન કરી શ્રોતાઓને ભગવાન મહાવીરના જીવનથી વાસિત કર્યા હતા. આ બંન્ને પ્રસંગે જૈનજનતા ઉપરાંત જાગીરદારોની પણ ખુબ સારી હાજરી હતી.

ગમે તેવા અસાધ્ય કાર્યને સાધનાર કોઈ હોય તો તે તપ જ છે અને આ તપસ્વી ગુરૂદેવ તેથી જ ગામોગામના કુસંપને દૂર કરી શકતા અને ઉજ્વલ શાસનપ્રભાવના કરી શકતા હતા.

પૂ. ગુરૂદેવને વર્ષીતપ ચાલતો હતો તેના પારણા માટે સંઘે આગ્રહપૂર્વક વિનંતિ કરીકે આપ વર્ષિતપનું પારણું અત્રેના સંઘ ઉપર કૃપા કરી અત્રે કરવાનું રાખો. તે વિનંતિનો સ્વીકાર કરી પારણું કરવાનો વિચાર ત્યાં રાખ્યો તે દરમિયાન પૂ. પંન્યાસજીશ્રીએ. નવ ઉપવાસ કરીને પારણું વૈ. શુ. ૩ ના શેલડીના રસથી કર્યું ગુરૂમહારાજના પારણાના અગાઉના દિવસે ગામમાં ૩૦૦) માણસોએ ઉપવાસ કર્યા હતા. પારણાના દિવસે વાજતેગાજતે દરેકને ઘેર પધારી રસ વ્હોરાવ્યો હતો ને દરેકે ગુરૂપૂજન કર્યું હતું. પારણા નિમિતે શ્રીસંઘે એક મોટો અઠ્ઠાઇ મહોત્સવ શરૂ કર્યો. વડગામથી ભોજક બોલાવવામાં આવ્યો હતો ને આઠેય દિવસ સુંદર રાગરાગણિમાં પૂજાએ ભણાવવામાં આવી હતી. વ્યાખ્યાનમાં, પૂજામાં, પ્રતિક્રમણમાં, રાત્રે વ્હેનોને ગવરાવવામાં વિધવિધ પ્રભાવનાઓ થઇ હતી ને તે નિમિત્તે ત્રણ નોકારશીઓ થઈ હતી.

સંપ, નવ પદ આરાધન પર્વની ઉજવણી., ઓચ્છવો વિગેરે કાર્યોથી ખીમત ખુબજ પલટાયું હતું આ તરફ ગુરૂમહારાજ વિહાર કરી બીજે ચાતુર્માસ જવા માટે તૈયાર હતા. ખીમત સંઘે ખુબજ આજીજી ભરી વિનંતિ કરી અને કહ્યું કે મહારાજ અમારા ઉપર આટલો બધો ઉપકાર કરી વિસરી જાઓ તે ઠીક ન ગણાય ચાતુર્માસ કરી અમોને આપેલ ઉપદેશ અમારા જીવનમાં ઉતરે અને અમે આપના ઉપદેશથી કૃતાર્થ થઇએ માટે ચાતુર્માસ રહો. ગુરૂમહારાજે સંઘની અતિ આગ્રહ ભરી વિનંતિ માન્ય રાખી વૈશાખ શુ. ૧૩ વિહાર કર્યો અને જણાવ્યું કે **ક્ષેત્ર સ્પર્શના.** ખીમત સંઘ ગુરૂએ સ્વીકારેલ

વિનંતિના હર્ષથી વાછડાલ ગામે ખીમત સંઘના દોઢસો માણસો આવ્યા. નવકારશી કરી ગુરૂમહારાજ પાસેથી ગુરૂવિયોગના દુઃખે દુઃખી થયેલા ખીમત પાછા ફર્યા. ત્યાંથી મહારાજ પાંથાવાડા પધારતાં સંઘે યોગ્ય સત્કાર કર્યો. ત્યાં પણ ગામમાં ભારે કુસુંપ હતો બાપે દીકરી ઉપર ફરીયાદ કરી હતી ને ત્યાંના પંચોની ધર્મશાળાનું કામ પંદર વર્ષથી બંધ હતું તે પૂ. પંન્યાસજીશ્રીના ઉપદેશથી ને ન્યાયાધીશ નાનાલાલભાઈના પ્રયાસથી તે બાપ દીકરીનું સમાધાન થયું ને ધર્મશાળાનું કામ શરૂ થયું ત્યાંથી કલિકાલ સર્વજ્ઞ હેમચંદ્રસૂરિના વિદ્યાગુરૂ વાદિપુંગવ, વાદિદેવસૂરિના જન્મસ્થાન મઢારના શ્રી સંઘના અતિઆગ્રહથી મઢાર પધારતાં શ્રીસંઘે યોગ્ય સત્કાર કર્યો અને ત્યાં શ્રી સંઘના અતિ આગ્રહથી પંદર દિવસની સ્થિરતા કરી અનુક્રમે ચાતુમાસાર્થે જે. સુ. ૧૦ ના ખીમત પધારતાં શ્રીસંઘે ભવ્ય સામૈયાપૂર્વક પ્રવેશ કરાવ્યો હતો ઉપાશ્રયે પધારી મહારાજશ્રીની દેશના સાંભળી હર્ષિત હૃદયે પ્રભાવના લઈ સકલ સંઘ વિખરાયો હતો.

ચાતુર્માસની સ્થિરતા દરમિયાન વ્યાખ્યાનમાં શ્રી ઊત્તરાધ્યયન સૂત્ર અને ભાવનાધિકારે મલયાસુંદરી ચરિત્ર વંચાતું હતું. વ્યાખ્યાનમાં દરેક તીથિએ પ્રભાવના થતી હતી ને પૂ. પંન્યાસજીશ્રીએ જેઠ સુદિ ૧૩ થી છઠ્ઠને પારણે છઠ્ઠથી ચોમાસી તપ કર્યો ને એક માસી એકાંતરે ઉપવાસથી કરી.

ચાતુર્માસ દરમિયાન કરાતી તપશ્ચર્યા જાણે ઓછી ન હોય તેમ પૂ. પંન્યાસજી મહારાજે ૧૩ ઉપવાસની તપશ્ચર્યા શરૂ કરી. આટલી ઉગ્ર તપશ્ચર્યા છતાં વ્યાખ્યાન, ધર્મોપદેશ, ધર્માનુષ્ઠાન અને ધર્મકાર્યની પ્રેરણામાં તેમનો ઉદ્યત પરિશ્રમ ખુબજ અનુમોદનીય હતો. ખીમતસંઘને તો આ બધું આશ્ચર્યજનક

હતું. કારણકે ક્લેશ પછી એકદમ વધતા ધર્મવાતાવરણે ગામના પ્રત્યેક માનવના હૃદયને ધર્મથી ગુંજિત કર્યું હતું. આ તપશ્ચર્યાનિમિત્તે અઠ્ઠાઈમહોત્સવ અને બે નવકારશીઓ થઈ હતી. તે ઉપરાંત ગામમાં સાધ્વીશ્રી સુલોચનાશ્રીએ ૧૧ ઉપવાસ; એક દશ ઉપવાસી, ૧૭ અઠ્ઠાઈઓ, સાત ઉપવાસ કરનારા ચારજણા, ૬ ઉપવાસ કરનારા છવીસ, પાંચ કરનારા ચારજણ, એકાવન અઠ્ઠમ કરનારા અને દોઢસો છઠ્ઠ કરનારા હતા. અને આ પ્રસંગે આઠ નવકારશી પૂજા પ્રભાવના વિગેરે ખૂબજ ધર્મોદ્યોત થયો હતો.

તપ એ દુરારાધ્ય કાર્યને સાધનાર છે. ઉપધાન એ તપપ્રધાન છે. તદુપરાંત શ્રાવકની યોગ્યતા મેળવવા માટે ઉપધાન જરૂરને જરૂર આવશ્યક છે કારણકે મહામૂલા અને ધર્મપ્રભાવોથી ગુંફિત સૂત્રો જો આરાધનરૂપ ઉપધાન વિના કરવામાં આવે તો યોગ્ય ફલ ન આપી શકે. આથી બાપલાવાળા શેઠ ગેનાજી મઘાજીએ આવી પૂ. પંન્યાસજીશ્રીને વિનંતી કરી કે મારે ઉપધાન કરાવવાં છે માટે મારી વિનંતિનો સ્વીકાર કરો. ત્યારબાદ તે વિનંતિનો સ્વીકાર કરી શ્રીસંઘમાં વાત મુકતાં શ્રીસંઘે તુરતજ અત્યંત આનંદની સાથે તે વાતનો સ્વીકાર કર્યો ને શ્રીસંઘે માથે કામ લીધું. ઉપધાનતપની આરાધના માટે કુંમકુંમ પત્રિકાઓ છપાવવામાં આવીને દેશોદેશ મોકલવામાં આવી ઉપધાનની આરાધના કરવા માટે ૧૨ ભાઇઓ, ૯૫) બાઇઓ, કુલ ૧૦૭) એકસો સાત માણસોએ પ્રવેશ કર્યો તેમાં ૯૩) માલાઓ હતી. ઉપધાનની અંદર કુલ નાની મોટી ૧૨૦) એકસો વીસ પ્રભાવનાઓ થઇ હતી, તપની પૂર્ણાહુતિમાં માગસર સુદિ એકમના માલારોપણનો ભવ્ય

વરઘોડો ચઢાવવામાં આવ્યો હતો. માગસર સુદી બીજના દિવસે બંધાવેલ મંડપની અંદર નાણ મંડાવી પ્રભુ વિતરાગદેવને પધરાવી બેહજાર માનવ મેદની વચ્ચે પૂ. પંન્યાસજી મહારાજશ્રીએ માલારોપણની ક્રિયા કરાવી હતી ને સાડા દશ વાગતાં માલાઓ પહેરાવવાનું કામ શરૂ કર્યું હતું ને પૂ. પંન્યાસશ્રીએ પોતાના શુભ હસ્તે માલાઓ પહેરાવી હતી ને તે નિમિત્તે વાંકડીયા વડગામવાળા તરફથી શ્રીફળની પ્રભાવના થઈ હતી ને શ્રીસંઘ તરફથી, બાપલાવાળા કેશવલાલ તરફથી ને ઉપધાન કરાવનાર તરફથી એમ ત્રણ નોકારશીઓ થઈ હતી ને ઉપધાનમાં પ્રવેશ કરનારાઓ તરફથી હંમેશાં પ્રભુને અંગરચના થતી હતી.

ઉપધાનની માલારોપણ પ્રસંગે. ધાનેરા, ડુવા, ધાકા, જડીઆ, પાંથાવાડા, મઢાડ, વલાદર, થરાદ, સાચોર, ભીનમાલ, રાનીવાડા, માલવાડા, વાંકડીયા વડગામ, બાપલા, આજોદર, ભડથ, ભાડોતરા, કુચાવાડા, જંતાવાડા, રેવદર, ભટાણા વિગેરે ૩૩) તેત્રીસ ગામોમાંથી શ્રીસંઘ પધાર્યો હતો ને ઉપજ રૂ. ૧૫૦૦) પંદરસોની થઈ હતી.

હજારો રૂપીયા અને મહામહેનતથી બંધાવેલ ભવ્ય નવીન દહેરાસરની પ્રતિષ્ઠા ગામના ઘણા વખતથી ચાલતા કલેશને લઈ ખોળંબે પડી હતી અને ગામ દિવસે દિવસે વધુ કલેશમય બનતું હતું તે ગુરૂએ કરાવેલ સુસંપને લઈ સંઘે પ્રતિષ્ઠાના મુહૂર્ત માટે પૂ. પંન્યાસજીશ્રીને વિનંતિ કરતાં સં. ૧૯૯૫ ના મહા સુદિ ૭ ને શુક્રવારનો દિવસ પ્રતિષ્ઠા માટે નક્કી થતાં પ્રતિષ્ઠા સંબંધની કુંમકુંમ પત્રિકા છપાવવામાં

આવી ને દેશોદેશ મોકલવામાં આવી. પ્રતિષ્ઠાનું કામ મોટા પાયા ઉપર શરૂ કરવામાં આવ્યું. ને દહેરાસરના પાસેના વિશાલ ચોગાનમાં એક ભવ્ય મંડપ બાંધવામાં આવ્યો તે મંડપમાં શ્રી શત્રુંજય મહાતીર્થ, ને ગીરનાર મહાતીર્થની ભવ્ય રચના કરવામાં આવી ને વચ્ચે સુંદર શીખરબંધ નાજુક લાકડાનું દહેરાસર કરવામાં આવ્યું તેની પાસે પાલીતાણાને જુનાગઢના શહેરના સુંદર દેખાવો કરવામાં આવ્યા હતા ને બહારના મંડપમાં શ્રી રૂષભદેવ ભગવાનને ઈક્ષુરસ વહોરાવતા શ્રેયાંસકુમારનો ને કમઠને પાર્શ્વકુમારના એ બે મોટા આલિશાન પટ્ટો તૈયાર કરવામાં આવ્યાં હતા ને મંડપના મધ્યમાં એક સુંદર ફુવારો બનાવવામાં આવ્યો હતો ને મંડપને હાંડીઓ, ઝુમર, ફોટાઓ, ગોટાઓ, વેલો, ધ્વજાઓ ને ચિત્રોથી અદ્ભુત બનાવવામાં આવ્યો હતો ને દરેક માણસ જોતાં એજ શબ્દો ઉચ્ચારતા કે આતો ઇન્દ્રરાજાની સભા ગોઠવી છે કે શું ?

આ ઉત્સવમાં ડીસાથી ચાંદીનો રથ, ચાંદીની ઇંદ્રધ્વજા, પાલનપુર સ્ટેટમાંથી બેન્ડ, પોલીસપાર્ટી, ઘોડેસ્વાર, રાવટીઓ, તંબુઓ, ઘોડાના ચાંદી તથા સોનાના દાગીના, ચોઘડીઆં, છડી, ચામર, ગોટા, પાંથાવાડાથી ને મઢારથી છડી, ચામર, ગોટા, સોના ચાંદીના મેર, ને અમદાવાદથી સ્વામીનારાયણનો ચાંદીની અંબાડી સહિત હાથી, કીટશન લાઇટો ૫૦) પચાસ વિગેરે લાવવામાં આવ્યા હતાં. અર્થાત્ ખીમતમાં થઇ શકે તેવી સમગ્ર સામગ્રી ખીમતમાં ખડી કરવામાં આવી હતી. તેની પાછળ ખર્ચ કે મહેનતની પાછળ પાછું વાળી જરા પણ જોવામાં આવ્યું ન હતું.

આ પ્રસંગે અનુસરીને પૂજ્ય પંન્યાસજીશ્રીના ઉપદેશથી "એક સ્વયસેવક મંડળ" ઉભું કરવામાં આવ્યું હતું તેમાં સ્થાનિક ૧૫૦) દોઢસો સ્વયંસેવકો હતા. તે મંડળે વરઘોડાની સુવ્યવસ્થા મ્હેમાનોની આગતા સ્વાગતા ને મંડળે દહેરાસરમાં દર્શન કરવા આવવા જવાના રસ્તાની સુંદર વ્યવસ્થા કરી હતી. આ મંડળે આ ઉત્સવમાં અપૂર્વ સેવા બજાવી હતી. અને ઉત્સવ દરમિયાન સુંદર વ્યવસ્થા જાળવી હતી.

નીચેના ગૃહસ્થોને "પંચ મહાજને" નોકારશીનો ચઢાવો બોલનારને નોકારશીની રજાઓ નીચે પ્રમાણે આપવામાં આવી હતી.

પોષ વદી ૦)) ને શુક્રવાર—જોગાણિ ગોદડજીભાઇ જીતાંભાઈ રૂ. ૧૦૧૧) માં લીધો.

રૂ. ૧૦૭૧) મહા સુ. ૧ શનિવાર—શાહ નાથાચંદ દોલતચંદે લીધો.

રૂ. ૧૧૫૧) મહા સુ. ૨ રવિવાર—વેલાણી બેચરદાસ ગુલાબચંદે લીધો.

રૂ. ૧૨૧૧) મહા સુ. ૩ સોમવાર—મોદી ઉમેદચંદ લવજીએ લીધો.

રૂ. ૧૨૦૦) મહા સુ. ૪ મંગળવાર—જોગાણિ ઉજમચંદ વખતચંદે લીધો.

રૂ. ૧૨૫૧) મહા સુ. ૫ બુધવાર—શા. ધરમાભાઇ દલચ્છાચંદે લીધો.

રૂ. ૧૨૭૧) મહા સુ. ૬ ગુરૂવાર—જોગાણિ હરિચંદ કેવળદાસે લીધો.

મહા સુદી ૭ શુક્રવારે પ્રભુ ગાદીએ બેઠા તે દિવસે શ્રી સંઘ તરફથી "ઝાંપા સુંદડી" થઇ હતી તેમાં મહાજનનું આઠથી નવ હજાર માણસને બીજું મળી કુલ ૨૫૦૦૦) પચીસ હજાર માણસને જમાડવામાં આવ્યાં હતાં. જેને જમવા ન જવું હોય તેને માટે મોદીખાનાની મફત દુકાન ઉઘાડવામાં આવી હતી.

રૂા. ૧૩૫૧) મહા સુ. ૮ શનીવારે શાહ ગગલભાઇ છગનલાલ હસ્તે અમૃતલાલ છગનલાલે લીધો હતો.

નીચેના ગૃહસ્થોને પૂજાઓ, આંગી, રોશની, અષ્ટોત્તરી સ્નાત્ર વીગેરેનો ચઢાવો આપવામાં આવ્યો હતો.

રૂા. ૯૦૧) માં શા. મગનલાલ ચતુરાજીએ આઠે દિવસ આંગી રોશની પૂજાનો ચઢાવો લીધો હતો.

રૂા. ૭૧૧) માં શા. ગુલાબચંદ જસરાજે. અષ્ટોત્તરી સ્નાત્રનો ચઢાવો લીધો હતો.

આઠે દિવસ મહાન સમારોહપૂર્વક ભવ્ય વરઘોડા ચઢાવવામાં આવ્યા હતા મુંબઇથી સૂરજરામની મંડળી બોલાવવામાં આવી હતી ને વડગામથી ભોજકો બોલાવવામાં આવ્યા હતા ને પૂજામાં તથા ભાવનામાં પાંચ પાંચ હજાર માનવમેદની જામતી હતી.

નીચે પ્રમાણે નિર્ણિત કરેલા દિવસોમાં શુભ કાર્યો થયાં હતાં. પોષ વદી ૧૪ ગુરૂવાર કુંભને દિપક સ્થાપના, વેદિકા પૂજન, ને મંડપમાં પ્રભુ પધરાવવામાં આવ્યાં હતાં ને બપોરના પંચકલ્યાણકની પૂજા ભણાવવામાં આવી હતી.

પોષ વદિ ૦))ને શુક્રવારે અષ્ટપ્રકારી પૂજા ભણાવવામાં આવી હતી.

મહા સુદિ ૧ શનિવારે નવાણું પ્રકારની પૂજા ભણાવવામાં આવી હતી.

મહા સુદિ ૨ રવિવારે નંદ્યાવર્તનું પૂજન ને ઘંટાકરણની સ્થાપના કરવામાં આવી હતી ને બપોરના ગીરનાર મંડનની પૂજા ભણાવવામાં આવી હતી

મહા સુદિ ૩ સોમવારે નવગ્રહ, દશદિક્પાલ, ને અષ્ટ મંગળનું પૂજન ને બપોરના જ્ઞાનાવરણીય કર્મની પૂજા ભણાવવામાં આવી હતી.

મહા સુદિ ૪ મંગળવારે કલશ, ધ્વજાદંડ, યક્ષ યક્ષીણિ, ચક્રેશ્વરી, માણિભદ્ર વિગેરેનો અભિષેક ને પૂજન કરવામાં આવ્યું હતું ને બાર વ્રતની પૂજા ભણાવવામાં આવી હતી.

મહા સુદિ ૫ બુધવારે જલયાત્રાનો વરઘોડો ચઢાવવામાં આવ્યો હતો.

મહા સુદિ ૬ ગુરૂવારે નવીન જિન ચૈત્યમાં જિનબિંબ પ્રવેશ કરાવવા માટે પ્રભુના સામૈયાનો ભવ્ય વરઘોડો ચઢાવવામાં આવ્યો હતો ને ઘણા ધામધૂમ પૂર્વક ૧૨-૪૧। મીનીટે નવિન ચૈત્યમાં શ્રી મૂલનાયક ભગવાન ચંદ્રપ્રભુજી, શ્રી કુંથુંનાથજી, શ્રી શાંતિનાથજીનો પ્રવેશ કરવામાં આવ્યો હતો ને યાચકગણને છુટે હાથે દાન આપવામાં આવ્યું હતું. ત્યાર બાદ પ્રભુને અઢાર અભિષેક વિધિપૂર્વક કરવામાં આવ્યા હતા.

મહા સુદિ ૭ શુક્રવારના સવારના છ વાગ્યાથી માનવમેદનીનો ધસારો ઘણો જ થવા લાગ્યો હતો. પોલીસ પાર્ટી ને

સ્વયંસેવકોએ તે માનવમેદનીને વ્યવસ્થિત ગોઠવી દેવામાં ખુબજ કુશાગ્રતા વાપરી હતી પ્રભુને ગાદીએ બીરાજમાન કરવાના ટાઇમે માનવમેદની ૨૦૦૦૦) વીસહજારની થઇ હતી ને સવારના પ્રાતઃકાલે રવિયોગ અમૃતસિદ્ધિયોગે, શ્રી વત્સયોગે, તથા શુભયોગાદિ સ્થિરનવાંશે શુધ્ધે શ્રેષ્ઠમુહુર્તે (સ્ટા. ટાઇમ ક. ૮ાા મી. ૫) શ્રી આઠમા ચંદ્રપ્રભુ ભગવાનને પવિત્ર મંત્રાક્ષરોના ઉચ્ચાર સાથે તખ્ત ઉપર બિરાજમાન કરવામાં આવ્યા હતા ને પડખે શ્રી શાંતિનાથ ને કુંથુનાથ ભગવાનને બીરાજમાન કરવામાં આવ્યા હતા ને સુવર્ણ કલશ, ધ્વજાદંડારોહણ કરવામાં આવ્યાં હતાં ને ચક્રેશ્વરી, માણિભદ્રજી, યક્ષ, યક્ષિણિની સ્થાપના કરવામાં આવી હતી. ત્યારબાદ પૂ. પંન્યાસજી મહારાજશ્રીએ પોતાના શુભ હસ્તે સૂરિમંત્રયુક્ત પ્રભુના મસ્તકે તથા બીજે સર્વ ઠેકાણે વાસક્ષેપાદિ કીરિયા કરી હતી. ત્યાર બાદ મુનિ શ્રી કનકવિમળજી તથા સાધ્વીજી મહારાજાઓએ વાસક્ષેપ આદિની ક્રિયા કરી હતી. ત્યારબાદ યાચકવર્ગને ગુરૂદેવની આજ્ઞાનુસાર શ્રી સંઘે છુટે હાથે દાન આપ્યું હતું. ને તમામ કોમને ખારેકની પ્રભાવના વહેંચી હતી. બપોરના અષ્ટોત્તરી સ્નાત્ર મુનિશ્રી **કનકવિમળજી**એ શુદ્ધ ઉચ્ચારપૂર્વક સુંદર ભણાવ્યું હતું. બાર વાગતા માનવમેદની તે દિવસે ૨૫૦૦૦) પચીસહજારની થઈ હતી ને શ્રી સંઘ તરફથી ઝાંપાચુંદડી થઈ હતી.

મહા સુદિ ૯ શનિવારે અંતરાયકર્મની પૂજા ભણાવવામાં આવી હતી.

મહા સુદિ ૧૦ સોમવારે મંદિર ઉદ્‌ઘાટન સાથે દર્શનની ક્રિયા થઇ હતી અને તેના ચઢાવા નીચે પ્રમાણે થયા હતા.

રૂ. ૪૦૪૧)માં મૂલનાયકનો ચઢાવો જોગાણિ ઉગરાભાઈ વક્તાભાઈએ લીધો હતો

રૂ. ૨૪૦૧)માં શ્રી શાંતિનાથ ભગવાનનો ચઢાવો શાહ ધરમાભાઈ દલચ્છાભાઇએ લીધો હતો

રૂ. ૨૧૫૧)માં શ્રી કુંથુંનાથ ભગવાનનો ચઢાવો શા. શલ્લુભાઈ ઊગરાભાઈએ લીધો હતો.

રૂ. ૨૯૦૧)માં સુવર્ણકલશનો ચઢાવો ભટાણાવાળા શાહ પેથાજી માલાજીએ લીધો હતો.

રૂ. ૩૪૫૧)માં ધ્વજાદંડનો ચઢાવો શાહ તલકાજી દેવાજીએ લીધો હતો. આ ઓચ્છવમાં રૂ. ૬૦૦૦૦) સાઇઠ હજારની ઉપજ દહેરાસર ખાતે થઇ હતી અને દરેક માણસો ખુબ જ ઉત્સાહમાં આવી ગયા હતા. ખીમતના પરદેશવાસીઓ પણ હાજર રહ્યા હતા.

આ પ્રતિષ્ઠા મહોત્સવમાં વાસક્ષેપ આદિ મહત્વની ક્રિયા પૂજ્ય પંન્યાસજી મહારાજના શુભ હસ્તે થઈ હતી ને બીજી વિધિ કરાવવા માટે અમદાવાદથી શ્રીયુત ભોગીલાલ ગુલાબચંદ આવ્યા હતા.

આ પવિત્ર કામમાં પાલનપુર સ્ટેટના ધાનેરા કોર્ટના શ્રીમાન્ ન્યાયાધીશ સાહેબ નાનાલાલ જેઠાલાલ દેશાઈ તથા પોલીસ ઈન્સ્પેક્ટર સાહેબ તથા ઠાકોર અગરસેનજી તથા

ઠાકોર ચેનાજી તથા ઠાકોર હાલાજી તથા બીજા સરદારોએ તથા પોલીસપાર્ટીએ સારામાં સારો રાતદિવસ બંદોબસ્ત સાચવ્યો હતો અને ઉત્સવ કેમ વધુ સુંદર દીપે તેની ખુબજ કાળજી રાખી હતી.

આ પ્રતિષ્ઠા મહોત્સવ પ્રસંગે નીચેના ગામોના શ્રી સંઘો પધાર્યા હતા.

ધાનેરા, ધાકા, ડુવા, વાડેર, જાખડી, વલાદર, થરાદ, સાચોર, ભીન્નમાલ, કણુમાલા, પૂરણ, માલવાડા, વાંકડીયા વડગામ, બાપલા, પાંથાવાડા, મઢાડ, આલવાડા, ધનીયાવાડા, જેતાવાડા, આરખી, કુંચાવાડા, ભાંડોતરાં, રાનીવાડા, જુના ડીસા, નવા ડીસા, પાલનપુર, આજોદર; ગુંદરી, નેનવા, બાંટ, રૂની, રાજપુર, ચંડીસર, ઘાણધાર વિગેરે ૪૫) પિસ્તાલીસ ગામમાંથી શ્રી સંઘ પધાર્યો હતો.

અંતે પચાસ ગાઉ ફરતા આ પ્રદેશમાં આવો ઉત્સવ છેલ્લાં કેટલાંએ વર્ષ થયાં થયો હોય તેમ કોઈને ખ્યાલ નથી ટુંકમાં પૂજ્ય પંન્યાસશ્રીજી મહારાજના ઉપદેશ અને તપપ્રભાવે ખીમતમાં અનેક પ્રકારની શાસન પ્રભાવના થઈ આખા પ્રદેશને તેની કાર્યવાહી અનુમોદનીય બની હતી પ્રત્યેક ખીમતવાસી મહારાજશ્રીને અને તે ઉત્સવ પ્રસંગને આજે પણ વિસરી શકતા નથી.





# મંગળાચરણ

## દુહા છંદ

મંગલ પ્રદ પ્રભુ ચંદ્રનું—ધરી પ્રથમ શુભ ધ્યાન;
ઉચ્ચરૂં પછિ વર્ણન અવર—જય કર કૃપા નિધાન.

## છંદ ત્રિભંગી.

શ્રીમહસેન નંદન, ત્રય જગ વંદન,
શીતલ ચંદન, સાક્ષાત્;
શશિતણું શુભ લંછન,શોભે નિશદિન,
શ્વેત વરણુ તન સુખ દાતા;
અકળિત અકામી, નિર્મલ નામી,
અનહદ હામી, નહિ ખામી;
જય જય શિવગામી, અંતર જામી,
ચંદ્ર નમામિ, શિશનામી. (૧)
જ્યારે અતિ વિપરીત, પાપથી અંકીત,
અધર્મ વ્યાપિત, બને નરો,
ત્યારે પરહિત વ્રત, દયા હૃદય પ્રસરત્,
પર્મ પુનિત આપ શુદ્ધ કરો;
ફરિ સુધર્મ મંડન, અધર્મ ખંડન,
કરો દયાધન, શિવ ધામી;
જય જય શિવ ગામી અંતર જામી,
ચંદ્ર નમામિ, શિશનામી. (૨)

જગ કંજ પ્રભાકર, સમ અતિ સુખકર,
સદા ક્ષમાકર, અઘ હારી;
મૂર્તિ સુમનોહર, નમે અચર ચર,
અજિત અમર વર, અવિકારી;
ભવસાગર સેતુ, શિવ સુખ દેતું,
સંતત છે તું, શુભનામી;
જય જય શિવ ગામી, અંતર જામી,
ચંદ્ર નમામિ, શિશનામી. (૩)
ઘન કર્મ વિભંજન, અવર પ્રભંજન,
ભક્ત સુરંજન, ભવહારી;
પદ કંજે જે જન, કરે ભ્રમર મન,
તે બની, પાવન, શિવધારી;
ત્રણ ભૂવન તારણ, વિપત્ વિદારણ,
શિવ સુખ કારણ, બહુનામી;
જય જય શિવ ગામી, અંતરજામી,
ચંદ્ર નમામિ, શિશનામી. (૪)
તુજ આજ્ઞાકારી, ભક્તિ સુધારી,
જે નર નારી, તુજ ચરણે;
અક્ષય સુખધારી, થયા વિસ્તારી,
નિજ યશ ભારી, સંત ભણે;
છો વિશ્વ વિધાતા, પ્રિય પિતુ માતા,
ગતિ અવદાતા, દે સ્વામી;
જય જય શિવ ગામી, અંતરજામી,
ચંદ્ર નમામિ, શિશનામી. (૫)

નિર્વાણ નિવાસી, સ્વયં પ્રકાશી,
વળી અવિલાશી. અવિનાશી;
પરમાર્થ પ્રકાશી, ઘટ ઘટ વાસી,
સદ્ગુણ રાસી, હુલાસી;
કદિ નહિ ઉદાસી, આનંદ રાસી,
સચ્ચિતવાસી, આરામી;
જય જય શિવગામી, અંતરજામી,
ચંદ્ર નમામિ, શિશનામી. (૬)
નિર્મોહિ નિરંજન, ભવ દુઃખ ભંજન,
કલિમલ મંજન, નિર્માની;
મમતા મદ મારણ, અધમ ઉધારણ,
દ્વંદ્વ વિદારણ, વિજ્ઞાની;
અનૂપમ આચારી, પર ઉપકારી
તુજ ગતિ ન્યારી, જગજામી;
જય જય શિવ ગામી, અંતરજામી,
ચંદ્ર નમામિ, શિશ નામી. (૭)
કેશવ કૃત અષ્ટક, કષ્ટ વિનષ્ટક,
શ્રુતિ ફળ દ્રષ્ટક, બનો સદા;
જે જન બનિ ભાવિક, હોવા કાંઈક,
કરિ દૂર માર્ઈક સુણે મુદા;
તેના પર પ્રતિદિન, પ્રસન્ન પૂરણ,
શ્રી પરમાત્મન, સુખધામી;
જય જય શિવ ગામી, અંતરજામી,
ચંદ્ર નમામિ, શિશનામી. (૮)

પરમપૂજ્ય કવિદીવાકર વિદ્વજ્જનવંદનીય
પરમપ્રભાવક પંન્યાસ શ્રીમદ્ રંગવિમલજી
ગણિવર ગુણ ગુમ્ફિત.

# ગુરૂ ગુણ ગીતા

॥ દુહા છંદ ॥

સંવત [૪]યુગ, [૯]ગ્રહ, [૯]ભક્તિ, [૧]શશિ–માસ અષાઢ અનૂપઃ
કૃષ્ણ પક્ષ દ્વાદશી ભલી–ભલો વાર ગ્રહ [૧]ભૂપ.

[ છંદ શિખરિણી. ]

વધેલો વર્ષોથી, વણિક જનમાં ખિમ્મત વિષે,
સુસંપીલા તોએ, પ્રકૃતિવશ કુસંપ અતિશે;
કરિ શાંતિ કોણે ? શિવસુખ પ્રદાતા તપ બળે,
મહા યોગાચારિ, મુનિ પ્રવર **શ્રી રંગ વિમળે**. (૧)

સુસંપે ભિજાતાં, હૃદય અતિ હરખ્યાં સકળનાં,
સવિતાને દેખી જ્યમ સફળ થાએ કમળનાં;
મનાવી કોણે આ ? અનૂપમ દિવાળી સ્થળસ્થળે,
મહા યોગાચારિ, મુનિ પ્રવર **શ્રી રંગ વિમળે**. (૨)

મુખેથી ભાખેલી જડમતિ હરે સદ્ય કવિતા,
હઠાવે અંધારૂં નિજ કિરણથી જેમ સવિતા;

૧ રવીવાર.

લીધી પદ્ધી કોણે ? કવિ રવિ તણી શ્રી કેવિદળે,
મહા યોગાચારિ, મુનિ પ્રવર **શ્રી રંગવિમળે.** (૩)
ઝરે છે વ્યાખ્યાને, મુખ પિયુષ કેરાં સુઝરણાં,
ઝરાવે છે કિર્ણો, જ્યમ નિશિપતિ તાપ હરણાં;
કિધા શ્રોતા કોણે ? રસધર ચકોરો પળ પળે,
મહા યોગાચારિ, મુનિ પ્રવર **શ્રી રંગ વિમળે.** (૪)
સદાએ સિદ્ધાન્તો, વીર કથિત જીહ્વા પર રહે,
વહાવ્યા તે સર્વે, સુરસરિત તરંગો સમ વહે;
કર્યા મીનાં કોણે ? મન મીન બની ને ગમ વળે,
મહાયોગાચારિ મુનિ પ્રવર **શ્રી રંગ વિમળે.** (૫)
રહ્યા ધારી પોતે, શુભ રીત મહા પંચ વ્રતને,
પ્રમાણો અર્પે છે, નિજ પર જનો એજ મતને;
રિપુ દાબ્યા કોણે ? ષડ વપુ તણા સંયમ બળે,
મહા યોગાચારિ, મુનિ પ્રવર **શ્રી રંગ વિમળે.** (૬)
ક્ષમાના એ ક્ષેત્રે, પુનિત તપ વેલિ નિત વધે,
પ્રતાપી પુષ્પોની અવિચળ સુગંધી ભરી બધે;
સદાચારો કોણે ? ભરપૂર ભર્યા [૧]કનકવિમળે,
મહાયોગાચારિ, મુનિ પ્રવર **શ્રી રંગ વિમળે.** (૭)
સુગ્રંથો ગુંથાએ, કથન કરતાં સદ્ગુણ કથા,
[૨]વ્રસોડા નિવાસી [૩]હરિસુત કહે કેશવ તથા;
દિપાવ્યું છે કોણે ? [૪]સ્વપદ વિચરી માર્ગ સવળે,
મહા યોગાચારી મુનિ પ્રવર **શ્રી રંગ વિમળે.** (૮)

---

(૧) કનકવિમળમાં. (૨) વરસોડા. (૩) હરિશંકરનો પુત્ર.
(૪) પન્યાસપદ.

## પરમપૂજ્ય કવિદીવાકર પં. શ્રીમદ્ રંગવિમળજી ગણિવર હસ્તક ખીમતમાં થયેલા શાસન-પ્રભાવનાના કાર્યોનું વર્ણન.

### છંદ હરિગીત.

ગુર્જર પ્રદેશ વિષે, શ્રીપાલણપુર પરમ સંસ્થાન છે,
સર્વત્ર સર્વ પ્રકારથી, પામેલ અતિ સન્માન છે;
વળિ જેહના આશ્રય તળે, જન સર્વને આરામ છે,
ત્યાં વિબુધ નગરી સમ વસેલું, શ્રીમત ખીમત ગામ છે. (૧)

ચોફેર કુદરત એ રચી, રચના અધિક રળીઆમણી,
કરિ નવ શકે વર્ણન કદાપિ, ભારતી નિજ મુખભણી;
ઝુકી રહી રમણિય ઝાઝી, ઝાડ કેરી ઝાડિઓ,
આનંદ દાયક ઓપતી જ્યાં, અનૂપમ આંબાવાડિઓ. (૨)

સુખદા સદા અનહદ સુવાસિત, વાયુ પણ વાયા કરે,
સ્થળ સ્થળ વિમળજળ કૂપનાં, પીવાથી તન વ્યાધિ હરે;
કોકિલ કીર કપોત તેતર, સ્નેહ સર સારેવડાં,
બહુ મધુર સ્વરથી બોલતાં, બગલાં બતક પારેવડાં. (૩)

ગણ ભ્રમર દર વૃક્ષે ભમી, ગણ ગણ કરી ગૂંજારતા,
જાણે મળી ગાયક ઘણા, સંગીત તણા સ્વર સાધતા;
આ દ્રશ્ય દેખિ અવર ગ્રામ, નિવાસી અતિ અનુરાગતાં,
આ જન્મ ભર **ખીમત** વિષે, નિજવાસ મનથી માગતા. (૪)

અંદર જઈ અવલોકતાં, આનંદપ્રદ આકાર છે,
આવેલ સરસ હવેલીઓની, ગગનચુંબિત હાર છે;
ઝળકે ઝરૂખા જાળિઓ, મકતાશવાળી મેડીઓ,
જુકિતથી જોડાજોડ જોડી, હલકવાળી હાંડિઓ. (૫)
તેવીજ રીતે તગતગે, તકતા તરેહ તરેહના,
ચાતુરિથી જોતાં ચઢે, ચટ ચોગણી ચિત ચાહના;
વળી માલથી ભરપૂર ભરેલાં, હાટ હારો હાર છે,
વેપારી થાકે વેચતાં, એવો અધિક વ્યાપાર છે. (૬)
સગવડ ટપાલ તણી સરસ, સરકારી એક નિશાળ છે,
મ્હાજન તરફથી ચાલતી, શ્રીજૈનશાળા હાલ છે;
અધિકાર પૂર્વક આપતી, ત્યાં પૂર્ણ વર્ણ અઢાર છે,
જાગીરદાર તથા વણિક્ ગણનો અધિક વિસ્તાર છે. (૭)
ઉદ્વેગ ઉપજે કોઈને એવાં, વચન નહિ ઉચ્ચરતા,
નિજ અર્થ તજી પર અર્થ સજી, મનમાં અહદ પ્રમુદિત થતા;
ડર જેમની હૃદમાંહી, ચોર ચખારનો, ન, લગાર છે,
દિલના દયાળ ઉદારને, શૂરવીર જાગીરદાર છે. (૮)

## દુહા છંદ.

સદા અહિંસા સેવતાં, કરતાં પરહિત કાજ:
વ્યવહારે ગાળે વખત, સાક્ષર વણિક્ સમાજ. (૯)

## છંદ હરિગીત.

સૌ લેણુ દેણુ વિષે વિવેકી, વ્યાજ ગણતા વ્યાજબી,
સજ્જન તણા સંગી સતત, દુષ્ટોથી નવ જાતા દબી;
સદ્કાર્યમાં સદ્બુદ્ધિથી, સ્હાયક બને છે સર્વદા,
નિજ ધર્મ પર પ્રિતિ નિરંતર, નહિ અધર્મ ઉપર કદા. (૧૦)

છાયી હતી આપસ વિષે, વ્યાધિ અસાધ્ય કુસંપની,
મળિ જાય જો સદ્ વૈદ્ય આપે, પડી પૂર્ણ સુસંપની;
નર કૈક બુદ્ધિમાન આવીને, નિદાન કરી ગયા,
નહિ કોઈના મનના મનોરથ, અલ્પ પણ ફળિભૂત થયા. (૧૧)
બહુ દ્રવ્ય ખર્ચી, ભવ્ય બંધાવેલ જિન આલય પ્રતિ,
જિનરાજને પધરાવવાનો, પૂર્ણ અભિલાષા થતી;
મનના વિચારો મન વિષે, થઈ પ્રગટ સદ્ય સમે જતા,
સાગર તણા જે તરંગ જ્યમ, સાગર વિષેજ પ્રવેશતા. (૧૨)

દુહા છંદ.

સદ્‌ભાગ્યે સદ્‌યોગએ, આવિ મળ્યો અનુકૂલ;
વ્યાધિ અસાધ્ય હતો છતાં, પળમાં થયો નિર્મૂલ. (૧૩)
પારાંગત સદ્‌યોગમાં, **રંગ વિમળ** પન્યાસ;
રાજનગર વિસનગર સહ, પાલનપુર પ્રતિ ખાસ. (૧૪)
ઊંઝા પાટણ આદિમાં, પાવન ધર્મ પ્રચાર;
કરતા થકા પધારિયા, ધાનેરા મોઝાર. (૧૫)

[સખી પનિઆં ભરન કૈસે જાન પનઘટમેં ખડારૈં કાના–એ રાગ.]

સમાચાર ખીમતના જાણી, આવ્યા રંગવિમળ વિજ્ઞાની,
સંઘે મળી સામૈયું કીધું. સમજી નિજ ભાગ્ય સીધુંજી;
ભલે ઉચર્યા આનંદ આણી, આવ્યા રંગવિમળ વિજ્ઞાની. (૧૬)
વાગે ઢોલસું વિજયકારી, શરણાઇ વાગે શુભકારીજી
ભરપૂર મેદિની ભરાણી. આવ્યા રંગવિમળ વિજ્ઞાની. (૧૭)
શોભા સામૈયાની સારી, નિરખી હરખ્યાં નરનારીજી–
વેદ મુખથકી જયકર વાણી. આવ્યા રંગવિમળ વિજ્ઞાની. (૧૮)
મુખ કમળથી ભાખ્યું મંગળ, મોદ પામ્યું સુણીને મંડળજી–
પેઠા પુરમાં સુસમય પ્રમાણી. આવ્યા રંગવિમળ વિજ્ઞાની, (૧૯)

સાથે કનક વિમળ મુનિ ઓપે, ગુરૂ આજ્ઞા કદી નવ લોપેજી–
નિશી વાસર જે નિર્માની. આવ્યા રંગવિમળ વિજ્ઞાની, (૨૦)

દીપે મૂર્તિ મહા તપ ધારી, બાળકપણથી બ્રહ્મચારીજી–
કરે પ્રશંસા સકળ પુરાણી. આવ્યા રંગવિમળ વિજ્ઞાની, (૨૧)

આપ અનૂપમ યોગાચારી, અવલોકતાં અતિ અવિકારીજી–
ધર્મ ધુરંધર શુભ ધ્યાની. આવ્યા રંગવિમળ વિજ્ઞાની, (૨૨)

મહા આનંદધારી મહાત્મા, પરખ્યા જેમણે પરમાત્માજી–
કરી સત્વર સાચી કમાણી. આવ્યા રંગવિમળ વિજ્ઞાની, (૨૩)

સત્યવક્તા સુસંયમધારી, સમતાતણી વૃત્તિ સ્વીકારીજી–
એવી વાત બધે અંકાણી. આવ્યા રંગવિમળ વિજ્ઞાની, (૨૪)

પાવન પરમાર્થ પ્રકાશી, આત્માનંદ તણા અભિલાષીજી–
દેહ મમતા એથી છેદાણી. આવ્યા રંગવિમળ વિજ્ઞાની, (૨૫)

ગુરૂ પંચ મહાવ્રતધારી, શાસનતણી શોભા વધારીજી–
ચારે કોર કથા ચર્ચાણી. આવ્યા રંગવિમળ વિજ્ઞાની, (૨૬)

દીસો આપ અપૂર્વ અક્રોધી, સારપૂર્ણ લીધો છે શોધીજી–
પરમ પદની વાટ પીછાણી. આવ્યા રંગવિમળ વિજ્ઞાની, (૨૭)

કરૂણાળુ અનન્ય અકામી, ક્ષમા ધરવામાં નહિ ખામીજી–
લેખ ઉલ્લેખે બિના લખાણી. આવ્યા રંગવિમળ વિજ્ઞાની, (૨૮)

વ્યર્થ કદી બને ન વીવાદી, ભાષા સુગમતા ભરી સાદીજી–
જેમાં સદ્બોધ રિતિ સમાણી. આવ્યા રંગવિમળ વિજ્ઞાની, (૨૯)

મ્હેલા મંદિર પ્રત્યે પધાર્યા, પછી ઉપાશ્રયે પદ ધાર્યા–
લ્હાણી બોધામૃતની અપાણી. આવ્યા રંગવિમળ વિજ્ઞાની, (૩૦)

મન થયાં સહુનાં પ્રફુલ્લિત, જયમ ચકોર શશિલખિ હર્ષિતજી–
શુભ પ્રભાવનાઓ વ્હેંચાણી. આવ્યા રંગવિમળ વિજ્ઞાની, (૩૧)

વ્યાખ્યાન હમેશ વંચાયે, શ્રોતા શાળ વિષે ન સમાએજી–
રેલ મધુરતાની રેલાણી. આવ્યા રંગવિમળ વિજ્ઞાની, (૩૨)
નક્કી કારણ ઝટ કરી દીધું, લક્ષમાં ઉતારી લીધુંજી–
મ્હાજનમાં વાત મુકાણી. આવ્યા રંગવિમળ વિજ્ઞાની, (૩૩)
પછી પૂર્ણ સુસંપની આપી, જડ કુસંપ વ્યાધીની કાપીજી–
સંઘમાં શુભ ઐકયતા છવાણી. આવ્યા રંગવિમળ વિજ્ઞાની, (૩૪)
ચારૂ સંવત ઓગણીચોરાણ્, માસ મંગળીક માઘ પ્રમાણુંજી–
વદ તેરશ શુભ વર્તાણી. આવ્યા રંગવિમળ વિજ્ઞાની, (૩૫)
વાગવા માંડયાં વિધવિધ વાજાં, જન ભેગાં થયાં ત્યાં ઝાઝાંજી–
ધ્વનિ જય કારક સંભળાણી. આવ્યા રંગવિમળ વિજ્ઞાની, (૩૬)
મંગળ સૂચક ગોળ ધાણા, વિધિ પૂર્વક ત્યાં વ્હેંચાણાજી–
આઠ જમણની આજ્ઞા અપાણી. આવ્યા રંગવિમળ વિજ્ઞાની, (૩૭)
હરીશંકર પુત્ર હુલાસી, વરસોડા ગ્રામ નિવાસીજી–
વદે કેશવલાલ વખાણી, આવ્યા રંગવિમળ વિજ્ઞાની, (૩૮)

## દુહા છંદ.

ધાર્મિક ચર્ચા ચાલતાં, આવ્યો ચૈતર માસ;
પુનિત પર્વ ઓળી તણું, દાયક આત્મ પ્રકાશ. (૩૯)
અઠ્ઠાઈ ઉત્સવ આદર્યો, સંઘે સહિત હુલાસ;
મેળવિ ગુરૂ આજ્ઞા મુજબ, સામગ્રી શિવ ખાસ. (૪૦)
વર્ણ વર્ણના વાવટા, ચંદરવા ચોપાસ;
બંધાવ્યાં તોરણ બહુ, ખંત ધરીને ખાસ. (૪૧)
બોલાવ્યા વડ ગામથી, સાત્વિક સંગીત કાર;
ભણાવવાને ભાવથી, પૂજા વિવિધ પ્રકાર. (૪૨)
વર્ષિતપ ગુરૂને હતું, પાવન તેહ પ્રસંગ;
ફરી અઠ્ઠાઈ ઉત્સવ કર્યો, ઉર ધરિ અધિક ઉમંગ. (૪૩)

શુકલ ત્રીજ વૈશાખની, પૂરણ પર્વ પવિત્ર;
સંઘ તણા આશય તણું, ચિત્રું રમણિક ચિત્ર. (૪૪)

[ વાલા વીર જીનેશ્વર એ રાગ. ]

કરે **રંગ વિમળ** ગુરૂ વર્ષિ તપનું પારણું રે,
એ-ભવ સિન્ધુનું ઉત્તમ પાર ઉતારણું રે-કરે૦ (૪૫)
લેવા આજે અનુપમ લ્હાવો, લક્ષ કરીને શેરડી લાવો;
પછિ સરસ રસ કાઢી ભરી લ્યો ઢારણું રે. કરે૦ (૪૬)
અઠ્ઠાઈ કીધી શ્રી ગુરૂરાજે, વાસર નવમો વરતે આજે;
ચળકે મુખપર તેજ રોજથી ચોગણું રે. કરે૦ (૪૭)
નથી કોઈ નાનું નથી કોઈ મોટું, નથી કોઈ સારૂં નથી ખોટું;
સર્વ જીવો પર જેહ તણું સરખાપણું રે. કરે૦ (૪૮)
પોતે ઘરપ્રતિ ઘેર પધારી, ઇક્ષુરસ વ્હોરી શુભકારી;
એ થકી કરશે ચોવિહાર એકાસણું રે. કરે૦ (૪૯)
સતસંગતિ આ સંતનિ દુર્લભ, સદ્ભાગિને **કેશવ** સુલ્લભ;
સદ્ય બતાવે મોક્ષ ધામનું બારણું રે. કરે૦ (૫૦)

## દુહા છંદ.

મુહૂર્ત પ્રતિષ્ઠાનું પછી, શોધાવ્યું શ્રીકાર;
રાખ્યો યોગ ન આવતાં, આવતિ સાલ વિચાર. (૫૧)
ગુરૂવર **રંગ વિમલજીની**, કીર્તિ ફેલી ચોપાસ;
સમીર તણા સહવાસથી, જ્યમ સંચરે સુવાસ. (૫૨)
વંદન કરવા આવતાં, પરગામિ નર નાર;
દર્શન થાતાં દિલ વિષે, પ્રમુદિત થતાં અપાર. (૫૩)
વિનતિ કરતા કેક જન, કરવા ચાતુર માસ;
અહીં વિનતિ ખીમત તણી, કરતાં પૂર્ણ પ્રયાસ. (૫૪)

[ વિસરૂ નહી પ્રભુ નામ—એ રાગ—ધન્યાશ્રી. ]

ચાતુરમાસ નિવાસ સુણતાં—ચાતુરમાસ નિવાસ;
સંઘ વિષે ફેલાયો સત્વર, અહૃદ અપૂર્વ હુલાસ. (સુ) (૫૫)
સૂર્યોદયથી કમળ સમૂહ જ્યમ, પામે પૂર્ણ વિકાસ. (સુ) (૫૬)
તસ્કટ તિમિર નાસશે ત્રાસી, પ્રસરતાંજ પ્રકાશ. (સુ) (૫૭)
તામસ તર્કરૂપી તારાંની, ચાલી જશે ચળકાશ. (સુ) (૫૮)
મદ મોહાદિક કુમુદ વૃંદમાં, આવી જશેજ બ્હીલાશ. (સુ) (૫૯)
જપતપ આદિક ભ્રમર જોરથી, ગણુગણુશે ચોપાસ. (સુ) (૬૦)
કેશવ એવા પ્રભાવશાળી, **રંગ વિમળ પન્યાસ** (સુ) (૬૧)

## દુહા છંદ.

દિન પતિદિન સોમાં વધે, અનહૃદ ધર્મ ઉમંગ;
એ પછિ પર્યુષણ તણો, આવ્યો પૂનિત પ્રસંગ. (૬૨)
શણગાર્યાં શુભ રીતથી, શેરી ચોક બજાર;
વરણ વરણના વાવટા, બાંધ્યા હારોહાર. (૬૩)
સદા ઉપાશ્રય કેરિ તે, શોભા અપરંપાર;
છતાં વિવિધ રચના વડે, શણગાર્યો શુભકાર. (૬૪)
અઠ્ઠાઇ ઉત્સવનો કર્યો, સંઘે શુભ આરંભ;
જેહ થકી દૂર જાય છે, દ્વેષ મોહ મદ દંભ. (૬૫)
તપ અપૂર્વ સુણીને ઘણાં, ધર્મ પ્રેમિ નરનાર;
ગામગામનાં આવિયાં, લેવા લ્હાવ શ્રીકાર. (૬૬)
ગુરૂવર **રંગ વિમળજીએ**, તપસ્યા સહિત હુલાસ;
કરિ તેર ઉપવાસની, દાયક આત્મ પ્રકાશ. (૬૭)
એકાદશ ઉપવાસની, કરિ તપસ્યા શુભકાર;
સુલોચના સાધ્વીશ્રીએ, ઉતરવા ભવ પાર. (૬૮)

સંઘ વિષે અઠ્ઠાઈ તણી, તપસ્યા થઇ અઢાર;
અઢાર ખટ્ ઉપવાસની, સાત તણી થઇ ચાર. (૬૯)

બીજી તપસ્યાઓ તણી, કહું સંક્ષેપ પ્રકાર;
પાંચ તણી થઈ ત્રણ અને—ચાર તણી થઈ ચ્યાર. (૭૦)

પંચોતર તપસ્યા થઈ, અઠ્ઠમ તણી અનૂપ.
થઈ સવાસો છઠ તણી, સદૈવ મંગળ રૂપ. (૭૧)

## છંદ હરિગીત.

અતિ ભાવથી પરભાવનાઓ, શ્રીફળ તણિ શુભકર થતી,
તજી ભેદ નિજપરનો ગણી; નિજ ધર્મ કેરી ઉન્નતિ;
મ્હાજન તણી પરવાનગીથી, નવ જમણ જ્યાં તે સમે,
જયકારિ જળ જાત્રા તણું, વર્ણન ભણે ભવ ભય શમે. (૭૨)

નિશાન ફરકે નવનવાં, વાજીંત્ર વિધવિધ વાગતાં,
ભાવિક સુણી તે નાદ, શુભકર ભૂષિત થઇ ભેગાં થતાં;
સોના તણા શણગારથી, શોભિત અશ્વ અપાર છે,
મનહરણ મોટર ગાડી, ઘોડાગાડીઓની હાર છે. (૭૩)

ભવહર ભજન ભજનીજનો, અતિ ભાવપૂર્વક ભાખતા,
સહતાલ પેટી ઝાંઝ તબલાં, આદિ વાદ્ય વગાડતા;
તે પછી પાવન પાલખી, પરમેશ કેરી ઓપતી,
અતિ સ્નેહથી છડીદાર મુખથી, પૂર્ણ ધુનિ જયકર થતી. (૭૪)

બળવંત દળ વાદળ થકી, બહુ બ્હાર બંદુકના થતા,
જ્યમ મોર જનમંડળ મનાવા, મેઘ રાજા ગાજતા;
લળિ લલિત કંઠે લલિત ગીત, લલના સકળ લલકારતી,
વિભુ વર્ય **મ્હાવીર**ના તથા, ગુરૂ **રંગના** યશ ઉચરતી. (૭૫)

### દુહા છંદ.

પાછાં મંદિરમાં પળી, સિધાવતાં ઘર સર્વ;
પર્યુષણનું પ્રમુદમાં, પરિપૂરણ થયું પર્વ. (૭૬)
ધર્મ પ્રેમિ દૂર દૂરના, સાંભળવા વ્યાખ્યાન;
ગુરૂ દર્શન હિત આવતા, વળિ જે શ્રદ્ધાવાન. (૭૭)
ગામ બાપલાના રહીશ, ગેનાજી ગુણવાન;
વિનવ્યા શ્રી ગુરૂવર્યને, આદરવા ઉપધાન. (૭૮)
સંઘતણી સંમતિ લઈ, આપિ દીધો આદેશ;
કુંકુમ પત્રિકાઓ લખી, મોકલી દેશો દેશ. (૭૯)
પૂર્ણ એકસોને પચીસ, ભવિજન ધરિને ભાવ;
જોડાયાં તપ જયદમાં, લેવા જીવન લ્હાવ. (૮૦)
સંવત ૪યુગ, ૯ગ્રહ, ૯નંદ, ૧શશિ, અનૂપમ આશ્વિન માસ;
વિજયા દશમીએ થયો, તપારંભ શુભ રાશ. (૮૧)
વાસર જ્યમ જ્યમ વિતતા, ત્યમ ત્યમ તપસિ વૃંદ;
ધર્મ ધ્યાનમાં દૃઢ થઇ, કરતો પરમાનંદ. (૮૨)
કાયિક વાચિક માનસિક, પ્રગટ થયો નહિ ક્લેશ;
રંગવિમળ ગુરૂ વર્યનો, મુહૂર્ત પ્રતાપ અશેષ. (૮૩)
ઉદ્યાપનની માળાતણું, આવ્યું મુહૂર્ત અનૂપ;
માર્ગ શિર્ષ વદ ત્રીજ દિને, દર્શક શિવ સ્વરૂપ. (૮૪)
દૂર દૂરના ધર્મિજન, આવ્યા દર્શન કાજ;
દર્શન કરી ગુરૂ વર્યનાં, હરખ્યાં દર્શિ સમાજ. (૮૫)
પ્રભુ પ્રતિષ્ઠાનો પરમ, હોય મહોત્સવ જેમ;
જન સહસ્ર પાંચથી અધિક, થયાં એકઠાં તેમ. (૮૬)
ખાન પાન રહેવાતણી, કરી વ્યવસ્થા ખાસ;
થઈ નામના જેહથી, અનહદ દેશવિદેશ. (૮૭)

નૌકારશી તે નિમિત્તની, થઈ ઠાઠથી ચ્યાર;
ભાત ભાતનાં ભોજનો, પીરસતા સહ પ્યાર. (૮૮)
માલારોપણ સમયની, શોભા અપરંપાર;
ઢોલ નગારાં વાગતાં, શરણાઇ શુભકાર. (૮૯)
પ્રમદાઓ અતિ પ્રેમથી, પટ આભૂષણ ધારિ;
થતિ મગ્ન કોકિલ સ્વરે, લલિત ગિત લલકારિ. (૯૦)
માલારોપણનો વિધિ, પાવન શાસ્ત્ર પ્રમાણ;
પૂર્ણ કરાવ્યો **કનક** સહ, ગુરૂ **રંગે** સહ ધ્યાન. (૯૧)
અનૂપ ઠાઠથી તેજ દિન, જસ જાત્રા જય દાન;
નિકળી તે શુભ સમયનું, કર્યું સંક્ષેપ વખાણ. (૯૨)
ઈષ્ટ કૃપા ગુરૂ સ્હાયથી, પાવન તપ થ્યું પૂર્ણ;
થઈ ગ્યું એ મંડળ તણા, કર્મ ચયનું ચૂર્ણ. (૯૩)

દુહા છંદ.

વર્તે શ્રી ખીમત વિષે, દિન પ્રતિદિન આનંદ;
મુહૂર્ત પ્રતિષ્ઠાનું સુણી, પ્રમુદિત મ્હાજન વૃંદ. (૯૪)
શ્રી શાસનપતિને સ્મરી, ગુરૂ આજ્ઞા અનુસાર;
સજવા લાગ્યા સ્નેહથી. સામગ્રી શુભકાર. (૯૫)
સંઘે લખિ કંકોતરી, શિવદ સમય નિર્ધારી,
મોકલી દેશ વિદેશમાં, મનમાં અતિ મુદ ધારી. (૯૬)
રચના રમ્ય રચી રચ્યો, મંડપ મંગલ માલ;
વર્ણન તેહ તણું કરે, યાજ્ઞિક કેશવલાલ. (૯૭)

છંદ હરીગીત.

મંગલ સદન મંડપ તણી, ભૂમી સુમંગલમય કરી,
શુભ સ્તંભ શણગારી ધર્યા, કોતરણી તેમાં કોતરી;

વળી ચાર દિશાએ મનોહર, ચાર દ્વાર ઝુકાવિયાં,
પ્રતિદ્વાર તોરણ મણિક, મૌક્તિકથી અધિક ઓપાવિયાં. (૯૮)

બુટ્ટા સુવર્ણ તણા ભરી, બાંધી ચમકતી ચંદની,
બહુ ચિત્ર ચિત્રિત ચારૂ, ચંદરવા તણી શોભા ઘણી;
લક્ષે કરી લટકાવિયાં ત્યાં, હાંડીએ ઝુમ્મર અતિ,
સુર નગ્રની શોભા સમગ્ર, સુ ઉતરી ખીમત પ્રતિ. (૯૯)

રચના રૂચિર ગિરનાર, શત્રુંજય ઉભયગિરિ તણી દિસે,
સોરઠ તજી આવ્યા ઉભય, સાક્ષાત શ્રી ખીમત વિષે;
વળી મધ્યમાં મનહર કુઆરો, દેખી સૌ અચરજ ધરે,
વડગામના પેન્ટર સુવિઠ્ઠલદાસની ખ્યાતિ કરે. (૧૦૦)

બહુ મોદ ધરી બોલાવી, મુંબઈથી સુસંગીત મંડળી,
પોલીસ તણો કીધો પ્રબંધ, સુનગ્ર પાલણપુર વળી;
સહુ દ્વારપર ત્રણ વખત દિનમાં, બેન્ડ નોબત ગડગડે,
જુક્તિ મનોહર જોઇને, સહુ લોક ત્યાં જોવા પડે. (૧૦૧)

સંધ્યા સમે સુંદર થતી, રોસનાઈ ત્યાં દીપક તણી,
દેખી હરખતાં સર્વજન જ્યમ, દેખી હરખે દિન મણિ;
સંવત સુ ૫પાંડવ ૯નંદ ૯ભક્તિ ૧ચંદ્ર પ્રદ આનંદ છે,
વળી પોસ પાવન માસ વાસર વર ગુરૂ સુખ કંદ છે. (૧૦૨)

શુભ કુંભ સ્થાપન પ્રભુ પૂજનવિધિ તેજ દિનથી આદર્યો,
ઉત્સાહ જળ જાત્રા તણો, ઉત્તમરિતે ઉરમાં ધર્યો;
બહુ ઢાલ નોબત ગડગડે, સરણાઈ સુરમાં વાગતી,
ધ્રુનિ બેન્ડની ધરણી અને, આકાશનેજ ગજાવતી. (૧૦૩)

ઉન્મત્ત હાથિ ઉપરે બહુ, ઓપતી અંબાડિઓ,
ઘોડા પવન વેગી અને, અગણિત ઘોડા ગાડીઓ;

અતિ રમ્ય રૂપેરી રથોની, ઘુઘરિઓ બહુ ઘમકતી,
નિશાન ડંકાઓ તણી, હરિફાઈ ત્યાં અનહદ થતી. (૧૦૪)

શણગાર શુભ સોળે સજી, ટોળે મળી સૌ ભામિની;
ગાતી મનોહર ગીત અગણિત, પ્રીત સહ ગજગામિની.
વળિ પાલખીમાં પ્રેમથી, પાવન પ્રભુ પધરાવતા;
શુભ તાલ કરતાલો સહિત, મનહર મૃદંગ વગાડતા. (૧૦૫)

પરગામ વાસી ભાઇઓના, કાજ શુભ સગવડ કરી;
શ્રીમાન્ માનદ મ્હાજને, વિવેક બુદ્ધિ વાપરી.
જ્યાં ત્યાં પધારો દેખતાં, જન સર્વને નજરે દિસે;
પરિવાર સહ રિદ્ધિ અને સિદ્ધિ વસ્યાં ખીમત વિષે. (૧૦૬)

## દુહા છંદ.

સ્વપર ભેદ વિણ સર્વનું, સંઘે કર્યું સન્માન;
ખાન પાનને સ્થાનનો, કરિ પ્રબંધ સહ ધ્યાન. (૧૦૭)

આમ જમિ રમિ સર્વ જનો, ધારિ શીતલ છંદ;
આવિ ગઈ અવધી અનૂપ, દાયક અચલા નંદ. (૧૦૮)

## છપ્પય છંદ.

સંવત્ શુભ ઓગણિસ, ઊપર પંચાણું શિવકર;
માસ મંગલિક માઘ, શુકલ સપ્તમિ ભૃગુવાસર;
સાધ્ય યોગ છે સિદ્ધ, ઊડુપરેવતિ અતિ ઊત્તમ,
ચારૂ મિનના ચંદ્ર, મકર સંક્રાન્તિ અનૂપમ,

છે કુંભ લગ્ન કલ્યાણ કર, બધે શિવ વાતાવરણ;
સ્થાપિત થ્યા પ્રભુ ચંદ્ર સહ, શાંતિ કુંથુ અસરણશરણ. ૧૦૯

તાતમહિપ મહસેન, માત લક્ષ્મણા સુભાગી,
શશિ લંછન તન શ્વેત, સદા તનજે વિતરાગી,
વિશ્વસેન વસુધેશ, રાણી અચિરા અતિ ઉત્તમ;
તેહ ઉભયના તનય, ધરણ મૃગચિન્હ અનુપમ;
સુત સુરનૃપ શ્રી રાણી તણા, અજલંછન તન પિતવરણ
સ્થાપિત થ્યા પ્રભુચંદ્ર સહ, શાંતિ કુંથુ અશરણશરણ. (૧૧૦)

શિવપ્રદ પ્રાતર સમય, શાંતિ વ્યાપી સ્થળ પ્રતિસ્થળ,
પુર જનનાં મન મુદિત, પૂર્ણ સાધે છે મંગળ;
વિધિસર શાસ્ત્રોચ્ચાર, કરે છે શાસ્ત્ર વિશારદ.
અક્ષત કુમ કુમ આદિ, સમિપ શોભે છે શિવપ્રદ,
વાગે છે તાલ મ્રદંગ મૃદુ, ત્યારે જગમંગલ કરણ
સ્થાપિત થ્યા પ્રભુચંદ્ર સહ, શાંતિકુંથુ અશરણશરણ. (૧૧૧)

સજી શોભે શણગાર, સકળ મળિ કોકિલ વેણી.
ગાતી મંગળ ગીત, પ્રીત સહુ પંકજ નેણી;
છડિધર બોલે શબ્દ, સરસ વાગે સરણાઈ
ગાયક ગાતા ગાન, તાન મનહરણ મિલાઈ
વાગે પખાજ વીણા પ્રવર, શ્રી વિભુવર અભરણભરણ
સ્થાપિત થ્યા પ્રભુ ચંદ્ર સહ-શાંતિ કુંથુ અશરણશરણ (૧૧૨)

થાળે થાળ ગુલાલ, ભરી ભરપૂર ઉડાવે
છાંટે કુમકુમ સકળ પરસપર બહુ મુદ લાવે,
બંદુકોના બ્હાર થાય ચોપાસ વિનાર,
અહિં તહિં ફરતા ફરે સ્વયં સેવક સુહર્ષધર
પઢે વિપ્રગણ મંત્રો પરમ, સદા કેશુ ભવભયહરણ
સ્થાપિત થ્યાપ્રભુ ચંદ્ર સહ, શાંતિ કુંથુ અશરણશરણ (૧૧૩)

છંદ હરિગીત.

ઉત્સવ પ્રતિષ્ઠાના થયા, અહિંના પ્રદેશ વિષે ઘણા,
ખીતમ સમા ડંકા સુજશના, થ્યા નથી કોઇકતણા, (૧૧૪)
સંખ્યા પચીસ હજારથી, ઉપરાંત જ્યાં ઘેરી હતી,
શ્રી ઇષ્ટસહ ગુરૂ સ્હાયથી, વહાણી સુખ શાંતિ થતી. (૧૧૫)
સર્વે ચઢાવા શ્રીમત્ ખીમત્ વાસિએ મોહથી લીધા,
નિજ ધન તણો સદ્વ્યય કરી મનના સફળિત કિધા (૧૧૬)
નવદિનતણા નવ જમણ અહિંના,નવ ઇસમ તરફથી થયાં
એ [1]ઉભય કેરાં નામ નોંધે, સર્વદા કાયમ રહ્યાં. (૧૧૭)
આવક પણ ભરપૂર થઈ, થયું ખરચ ભરપુર
આ વર્ણન પૂરણ ભણે, ગ્રંથ ભરાય જરૂર. (૧૧૮)
ઝાંપા ચુંદડિ તેજ દિન, કરી અનૂપ પ્રકાર;
શ્રીમત્ ખીમત્ સંઘનો, જગમાં થયો જયકાર (૧૧૯)

ગુરૂવર **રંગવિમળજીનો**, થયો જે રિત ફરમાન
તેરિત સંઘે જાચકો,[1] સંતોષ્યા દઈ દાન (૧૨૦)

શ્રીમત્ ખીમત્ સંઘને, આ ઉત્સવથી હંમેશ
પૂર્ણ પ્રાપ્તિ ચતુરાર્થની, અનુકુલ રહો જીનેશ (૧૨૧)

વર્ણન **કેશવ** માસ્તરે, કર્યું બુદ્ધિ અનુસાર;
મંગલાર્થ બોલો સકળ, જીન શાસન જયજયકાર. (૧૨૨)

## ખીમતગત શાશનપ્રભાવના
## સમાપ્ત

૧ જમણુ કરનાર તથા ચઢાવા લેનાર.

## કવિ દીવાકર વિદ્વદ્ધુર્ય પરમપૂજ્ય પંન્યાસ પ્રવર શ્રીમદ્દ રંગવિમલ ગણિવર ગુણગર્ભિત સાગર પ્રબંધના ૧૪ કાવ્યોની યાદી.

**દુહા છંદ ૧.**

સાધત હૈ શ્રી મોક્ષ કો, રંગવિમળ પંન્યાસ;
અરૂ સધાવેં આનહિં, કરિં કે યોગ પ્રયાસ.

**દુહા છંદ ૨.**

સારાસાર બિચારકો, અબ્ધિ આપ બિશાલ;
રંચ પ્રપંચ ન સંચ હિં, કદા વિરાગ અવાલ.

**નગસ્વરૂપિણી [પ્રમાણિકા છંદ.] ૩.**

સમાન વૃત્તિમાનમેં, અલક્ષ હૈ અમાનમેં;
સિરોમનિ સુજાનકો, નિધાન આન જ્ઞાનકો.

**સોરઠા છંદ ૪.**

**રંગવિમલ પંન્યાસ,** કેશુલાલ કહંત સચ;
ભાનૂસો તો ભાસ, વ્યાપિત શાસનમેં ભયો.

**નગસ્વરૂપિણી [પ્રમાણિકા છંદ] ૫.**

સુખ્યાતિકી સરિ વહીં, સ્વનામ કે સમાન હીં;
ઉંચા રહીં સબેં મુદા, કવિત્ત કીન મેં તદા.

**દુહા છંદ ૬.**

સમતા ધારી સંયમી, કોમલ કતિ આગાર;
સદા ગુપ્તિ સહ પાલહીં, પવિત્ર પંચાચાર.

## કવિત્ત-૭.

સાગર આનત સમ, સત્ય, હૈ અધ્યાત્મજ્ઞાન રંગિકો,
નિધાન કરે સુજ્ઞ પર ઉપકાર. ॥
ધરાધર જૈસી લસે, માનદમેં ધીરતા સ્વગચ્છ, કંજકો
રવિ જ્યોં ચ્યાલતેં જસ પ્રચાર. ॥
તપસાધનમેં રહે નક્તદિન, તતપર વિરોક્ત સિદ્ધાન્ત,
**સુર્તિતિમિત** જા વાચાધાર. ॥
હૈમાચાર વ્યાકરનવૃત્તિ, જાનત સંપૂર્ણ મનિષિકી,
કરિવેમેં ક્રીમ્મત દીપંત પ્યાર. ॥

## કવિત્ત-૮

શ્રીમાન સુબીજમંત્ર તિર્થ સુપઢત અરૂ
લલિત યોગમાર્ગપેં સદામંત્ર રહે સ્વચ્છ ॥
મોહ કોહ આચાર ન, માનસમેં રહે
કદા પર્મ ધર્મ વિસ્તારકી રીતિ વિસદ પ્રતચ્છ ॥
ક્ષમાકો સદન રમ્ય નહિ જામેં દ્વેષ લેશ
ન્યાસ બેશ ગહ્યો સહી વપનાદિ કષ્ટ દચ્છ. ॥
કીર્તિત સુયશ જાકો મેલાજાકે ઢિગ જમે સર્વ ધર્મિકો હૈ
આપ હીતસ્વી, ન, પચ્છા પચ્છ ॥

## કવિત્ત-૯

રંગ ભજનકો રાજે અવિચલ રૈન
દિન કેવલતાકો નિર્મળ સ્વયં સોહત નિકેત. ॥
ગહન આત્મજ્ઞાનકી લબ્ધિ સઘતર
કીન્હ શુચિતર હૈ સુપાત્ર નામ્ના ચહું ઔર લેત ॥

વિરાજત હૈ વિરતિ ક્ષમા આલવાલ અરૂ
લાભ દાયક હમેશ મનુષ્યકોં સહ હેત. ॥
મધુર સુધાસી બાની હૈ પર્મ પદાર્થ દાની
લસત બિસદ કહૈ કેશવ મુદ સમેત ॥

કવિત્ત-૧૦

લબ્ધ નામ, ઠામ, ઠામ, અભિમાન બીજ નહી
કરે તૃપ્તિ સબહીકી સદ દેય ઉપદેશ. ॥
પંડિત પંક્તિમેં જાકી માધુર્યતા વિશારદ હંસ
ગુન જૈસે ગુનમાન આપ હૈ હમેશ. ॥
ન્યાય શાસ્ત્રજ્ઞાતા ટારૈ નર્સ મતિ પ્રબલતા
તદાત્વ સુશાંતિ દાતા નનુ શ્રીયુત અશેષ. ॥
સર્વ શંકા સમૂહકો મેંટત દેવત સારંસ
શુભસ્વવદનતેં હીતકર લીન્હ ભેશ. ॥

કવિત્ત-૧૧

અર્હતકો ધ્યાન ધર શિષ્ટાચાર સરવર
ચર્ચા અમાઇક કહૈ ઉપાધિ તજી કે આન ॥
રૂપાદિક વિકારકો રોમમેં નહી લગાવભાપ્રભાવ
ચહું ઔર ચારૂ વ્યાપ્ત અધિકાન ॥
સદાતન સત્યવાદી મનતેં ચહૈ આજાદી
નુતિ પંડિત કરત રસતેં સહ પ્રમાન ॥
ધાર્મિક કો ઉપદેશ નિત્યદા રતી તેં બેહા
સોત્કંઠ ચલાવત હૈ હીંસા તજ સજ ધ્યાન ॥

કવિત્ત-૧૨

વૈમનસ્ય મિટાવત સુસંપ ક્રમ છાવત
તોષ ધન નનૂ આપ સદ્યતર બખાવત ॥
આપ જહં સિધાવત જાદા લખું કહા ખત
ભાવિક ભક્તિ સંજુત ઐચૈની હિતેં બચત ॥

નભાદિક તત્ત્વ પંચ, ન, મમતા હુંપેં રંચ
સત્યાત્મ તત્વ બીચસુ મુદિત સદા રહત ।।
હિરદે મહેં ઉદ્યોત કોપકો કબુ, ન હોત
વ્યાખ્યાન વારિધિ ત્યોંહી દાન્તિ જાહિકી દીપત ।।

## કવિત્ત-૧૩

કનકવિમલ સ્વામી નિત્ય ગુરૂભક્તિહુકો
પિપાસુ શિષ્ય હૈ જાકો કનકતેં જાદા મૂલ ।।
રીઝત અતિશય ધીધામ કાવ્ય કૃતિ હુંપે
તથા સદબોધ દેય વિદારત ભવ શૂલ ।।
કેશવ કહું સંજુત નય જિન શાસન કો શાસક
અનુપ આપ તથ્ય વિજ્ઞાન કો મૂલ ।।
યોગનિદ્રા રિતિ આપ આદ્યંત લૌ જાનત
હૈં સબદિશિમેં ઉજ્વલ કિર્તિ હવૈં રાકેશતૂલ ।।

## કવિત્ત-૧૪

ગહી સુધારક વૃત્તિ નષ્ટ કુધારક કૃતિ
નયયુત કરૈં તઉ નહી કબુગર્વ ખ્યાલ ।।
પ્રસતાવ કરૈં કહા જ્ઞાત સામર્થ્ય હુરહા
મેઘમાલ બરખાય મેંટ કરત અકાલ ।।
યામ પ્રતિયામ બનિ નતિયુત આનનતેં
ભજત અર્હંત જુકો તજી આનત સવાલ ।।
સત્ય શ્રીહરિશંકર કોવિદ વર્ય કો સુત
યોજના કરી કૈ ઇવ દાખત કેશવલાલ ।।

